# ખ્રીસ્તી મંડળી

લેખક અને પ્રકાશક
જી. કે. સત્વેદી

મુદ્રક — રેવ. જે. રોજર્સ,
મિશન પ્રેસ, સુરત
૧૯૨૮

કિંમત ૭ આના
પોષ્ટ માફ.

# પ્રસ્તાવના.



કેટલાંક વરસો ઉપર ઘણાએ મને બાપ્તિસ્માની રીત વિષે કેટલાએક સવાલો પૂછ્યા, ત્યારે મને એવો વિચાર થયો કે, શાસ્ત્રસિદ્ધાંતો જેવી કેટલીક અગત્યની વાતોનું સંશોધન કરીને તે પ્રગટ કર્યું હોય તો સારૂં. પછી બાઇબલ સ્કુલમાં શાસ્ત્ર શીખતાં એ વૃત્તિ વધારે પ્રબળ થઈ, અને શાસ્ત્ર શિખવતાં તો એમ લાગ્યું કે એ વૃત્તિને અમલમાં મુકવીજ પડશે.

આથી શાસ્ત્રસિદ્ધાંતોના ડૉ. ટોરી સાહેબના ગ્રંથનો અનુવાદ કર્યો; પરંતુ તેમાં મંડળીના નિત્યજીવનના વ્યવહારૂ શાસ્ત્રમતો આવ્યા નહિ, તેથી લાગ્યું કે, મંડળીનું બંધારણસૂચક શાસ્ત્રશિક્ષણ પ્રગટ કર્યા વગર મંડળીઓમાં ચાલતા મતો પર પ્રકાશ પડવાનો નથી, તેથી તેવા વિષયોનું સંશોધન કરવા માંડ્યું.

૧૯૧૬ માં બાઇબલ સ્કુલમાં આવા કેટલાક વિષયોનું દિગ્દર્શન મરહુમ રેવ. એ. ડબલ્યુ. રોસ સાહેબે કરાવેલું, તે મારા વિચારને પાયારૂપ થઇ પડ્યું. તેથી તેનું વધુ સંશોધન કરીને વ્યવસ્થિત કરી તેને બહાર પાડવાની તક શોધી, પરંતુ એને માટે અલાહિદો વખત મળશે એમ લાગ્યું નહિ. તેથી "પ્રકાશપત્ર"ને માટે દર માસે પૃષ્ઠ બે પૃષ્ઠ તૈયાર કર્યાં, ને ઘણુંખરૂં તેમાં બહાર પાડ્યું.

ઇતિહાસને લગતી વાતો મેળવવા સારૂ બાઇબલ એન્સાઇક્લોપિડિયા, શાસ્ત્રની અનેક કોમેન્ટેરીઓ, બાઇબલ ડિક્ષનેરી વગેરે અનેક પુસ્તકોની મદદ લીધી છે.

એમ પુરૂં થએલું સાધન જોયા પછી મિશન કમીટીએ તેને બહાર પાડવાનું યોગ્ય ધારી તે લેખો તપાસી જોવાનું કામ મહે. ડૉ. બ્લાઉ

સાહેબને સોંપ્યું. તેમણે ખાસ તસ્દી લઈને બધું તપાસી જોઈ કેટલીક કીમતી સૂચનાઓ કરી. તે સર્વે અમલમાં લઈને આ પ્રયત્ન છેવટે છાપખાને મોકલ્યો.

તમે જાણીને ખુશી થશો કે પુસ્તકની વાજબી કિમ્મત બાર આના થાય છે, છતાં તે લગભગ અર્ધી કિમ્મતે વાચકોના હાથમાં આવે એવી વ્યવસ્થા મિશને કરી છે. તે માટે આભારની લાગણીસહિત આ પ્રયત્ન શાસ્ત્ર-પ્રેમીઓના હાથમાં મુકી આશા રાખું છું કે તે સહુને અનેક રીતે મદદરૂપ થશે.

તા. ૨૪–૧–૨૮,
વલસાડ.

જી. કે. સત્વેદી.



# અનુક્રમણિકા.

પ્રકરણ ૧લું.

# ખ્રીસ્તી મંડળી વિષે.

## ૧. ખ્રીસ્તી મંડળી.

જગતમાં સેંકડો ન્યાતો, જાતો, અને તેઓની મંડળીઓ છે, પરંતુ તે સર્વેમાં ખ્રીસ્તી મંડળી તે એકલીજ અલૌકિક મંડળી છે; કારણ કે તેની ચાલનું ધોરણ સ્વર્ગીય અને તેનો પ્રયોજક પ્રભુ પોતે છે. તેને સર્વ પ્રકારની મલિનતા કે અશુદ્ધતા કે અમંગળતાથી દૂર રાખવા સારૂ પ્રભુ ઇસુએ પોતાના લોહીથી ખરીદી છે, અને તેના જીવનને સારૂ પવિત્ર આત્મા આપ્યો છે. વળી પિતા સહિત પોતે તેમાં વસી રહ્યો છે, ને સર્વ ભુંડાઇ પર તેને જય આપે છે. સર્વ મનુષ્યજાત જગતની દુષ્ટતા જે કુઇચ્છાથી છે, તેથી છુટી જઇને દેવના સ્વભાવની ભાગીદાર થાય, એ સારૂ તેણે અવતાર ધરીને તેને સારૂ પ્રાયશ્ચિત્ત કરીને કાયમ મધ્યસ્થી કરી રહ્યો છે. એ સારૂ આપણે તે મંડળી વિષે કાંઇ વધુ વિચાર કરીએ.

૧. **મંડળીનું નામ અને તેનો અર્થ.** ૧ કોરીં. ૧; ૧. ગ્રીક ભાષામાં તેને એક્લીસીયા કહે છે, જેનો અર્થ એ છે કે પવિત્ર થવા અને રહેવા સારૂ જગતમાંથી પસંદ કરાએલી ટોળી. ૧ કોરીં. ૧; ૧.

૨. **મંડળીનો માલિક પ્રભુ પોતે છે.** પ્રે. કૃ. ૨૦; ૨૮. ૧ કોરીં. ૧; ૧: ૧૧; ૧૨. તેના સંસ્થાપન અને માર્ગદર્શનને સારૂ તે શરૂઆતથી પગલાં લેતો આવ્યો છે. હોશી. ૧૧; ૧-૪.

૩. **ખ્રીસ્તે તેની સ્થાપના કરી** છે. માત્થી ૧૬; ૧૮. પ્રે. કૃ. ૨; ૪૭. એફે. ૧; ૨૨. પ્રે. કૃ. ૫; ૨૩-૨૭: ૭; ૩૮. કોલો. ૧; ૮. હેબ્રી. ૧૨; ૨૩. પોતાના લોહીએ ખરીદી અને પોતે ખડકરૂપ પાયો થયો. તે પાયા પર તેની વૃદ્ધિ થતીજ

જાય છે, કે જેની વિરૂદ્ધ કોઇ દરબારની સત્તા ચાલી શકે એમ નથી.

૪. **દેવના રાજ્ય સાથે તેનો સંબંધ છે.** માત્થી ૧૬; ૧૯. પ્રભુ ઇસુ ખ્રીસ્તના પ્રગટ થયા પહેલાં માનવજગત સાથે દેવ જે સંબંધ રાખતો, તેનો પાયો ખ્રીસ્તમાં હતો. ખ્રીસ્તે આવીને ચાલતું આવેલું સઘળું ન્યાયીપણું પુરૂં કર્યું, ને દેવની ઇચ્છા પાર પાડી. હેબ્રી. ૯; ૨૪: ૧૦; ૧, ૭. માત્થી ૧૨; ૨૮, ૩૨. માર્ક ૧; ૧૫. લુક ૧૭; ૨૧.

૫. **મંડળીને દેવે અધિકાર આપ્યો છે.** માત્થી ૧૬; ૧૯: ૧૮; ૧૮. માત્થી ૨૮; ૧૮-૨૦. પોતાના તારણનું કામ જે માણસથી થઇ શકે એમ ન હતું, તે દેવે ખ્રીસ્તના પ્રાયશ્ચિત્તની મારફતે પુરૂં કર્યું, અને તે સંદેશો જગતને પહોંચાડવાનું અને તે કામની વ્યવસ્થા કરવાનું સઘળું કાર્ય તેણે તારણ પામેલાઓને (મંડળીને) સોંપ્યું. કેવો ભારે મહિમાવાન કારભાર અને ગંભીર જવાબદારી!

૬. **ખ્રીસ્ત તથા પ્રેરિતો તરફથી નીકળેલા ધારા તે મંડળીના કાનુનો છે.** યોહા. ૧૫; ૧૦, ૧૪, ૨૦. મંડળીનું ધારાધોરણ પ્રભુ ઇસુએ પોતે રચ્યું છે, ને પ્રગટ કર્યું છે; ને તે પાળવા સારૂ આજ્ઞા કરી છે. જેમકે,

(૧) બાપ્તિસ્મા. માત્થી ૨૮; ૧૯, ૨૦. માર્ક ૧૬; ૧૬.

(૨) શુદ્ધતાની ક્રિયા, પગ ધોવા. યોહા. ૧૩; ૧-૧૭.

(૩) જીવનની એકતા-પ્રેમભોજન. માત્થી ૨૬; ૧-૩૦. યોહા. ૧૩; ૧-૨૦.

(૪) મરણની યાદગીરી—પ્રભુભોજન. લુક ૨૨; ૧૯. ૧ કોરીં. ૧૧; ૨૩-૩૪.

(૫) સંબોધકની સહાય. યોહા. ૧૪, ૧૬ અધ્યાયો. એફે. ૫; ૧૮.

**૭. ખ્રીસ્ત તથા પ્રેરિતોના કાનુનો તે મંડળીનું બંધારણ છે.** પ્રે. કૃ. ૧; ૧૫: ૨૦; ૨૬: ૬; ૫: ૧૪; ૨૩. ૧ કોરીં. ૧૨; ૨૮. ૧ તીમો. ૩; ૧-૭. તીત. ૧; ૫. જેમ જેમ મંડળી વધતી ગઇ તેમ તેમ નવી રચના ને નવાં બંધારણો ઉમેરાતાં ગયાં. જેમકે સેવકો, બોધકો, વડીલો કે અધ્યક્ષો વગેરે, વાંચો ૧ કોરીં ૧૨મો.

**૮. મંડળી તે નવો મંડપ છે.** હેબ્રી. ૯; ૯, ૧૧, ૨૩, ૨૪. વર્તમાનકાળને સારૂ જુનો મંડપ ઉપમારૂપ હતો, જેની સંપૂર્ણતા ખ્રીસ્તમાં કરાઇ છે.

**૯. મંડળીના બંધારણની પ્રતિછાયા નિયમશાસ્ત્રમાં હતી.** જેમકે:-

| જુનું. | નવું. |
|---|---|
| (૧) **યજ્ઞવેદી.** નિર્ગ. ૨૭; ૧-૯. | **પ્રાયશ્ચિત.** હેબ્રી. ૧૩; ૧૦ ૧૩. |
| (૨) **હોજ.** નિર્ગ. ૩૦; ૧૭-૧૯. | **બાપ્તિસ્મા અને પગ ધોવા.** યોહા. ૧૩; ૧-૧૭. |
| (૩) **લોહી છાંટવું.** નિર્ગ ૧૨; ૨૨. | **ઇસુનું લોહી.** માત્થી ૨૬; ૨૮. હેબ્રી. ૧૦; ૨૨. |
| (૪) **પવિત્ર રોટલી.** નિર્ગ. ૨૫; ૩૦. | **પ્રેમભોજન.** ૧ કોરીં. ૫; ૮: ૧૩; ૮, ૩૪. |
| (૫) **માન્ના.** હેબ્રી. ૯; ૨. નિર્ગ. ૨૫; ૧૦. | **પ્રભુભોજનની રોટલી.** લુક ૨૨; ૧૯, ૨૦. |
| (૬) **દીપવૃક્ષ.** નિર્ગ. ૨૫; ૩૧-૪૦. | **જીવનનું અજવાળું—પવિત્ર આત્મા.** ઝખ. ૪; ૧-૬. પ્રે. કૃ. ૨. |

(૭) **ધૂપવેદી.** નિર્ગ. ૩૦; ૧-૧૦.

(૮) **સાક્ષ્યપાટી.** નિર્ગ. ૨૫; ૧૭-૨૩.

(૯) **યાજકો.** નિર્ગ. ૨૮.

(૧૦) **યજ્ઞો.** લેવીયનું પુસ્તક.

(૧૧) **તેલ.** નિર્ગ. ૨૭; ૨૦.

**પ્રાર્થના.** પ્રક. ૫; ૮: ૮; ૩, ૪.

**સુવાર્તા.** ગલ. ૩; ૮. હેબ્રી. ૧; ૧-૩.

**વિશ્વાસીઓ.** ૧ પીત. ૨; ૫-૯. પ્રક. ૧; ૬.

**પ્રભુ ઇસુ.** હેબ્રી. ૭; ૨૭: ૧૦; ૧૦-૧૨.

**પવિત્ર આત્મા.** માત્થી ૨૫; ૧-૧૩.

## ૧૦. મંડળીને આપેલી ઉપમાઓ.

(૧) **મંડળી ખ્રીસ્તની કન્યા.** એફે. ૫; ૨૫-૩૩. પ્રક. ૧૯; ૬-૯. વરકન્યા જુદી વ્યક્તિઓ છતાં જીવનના તમામ હેતુમાં તેઓ એક જીવનાં ને એક મનનાં હોય છે, તેમ મંડળીનો સંબંધ પ્રભુ ઇસુ સાથે છે.

(૨) **મંડળી ઘેટાંનો વાડો.** યોહા. ૧૦; ૯. ન્યાયીઓને ઘેટાંની ઉપમા શાસ્ત્ર આપે છે, અને તેનો ઘેટાંપાળક પ્રભુ ઇસુ પોતે છે.

(૩) **મંડળી દેવનું મંદિર.** એફે. ૨; ૨૦-૨૨. ૧ કોરીં. ૩; ૯, ૧૬. મંદિરની બાંધણીમાં, મજબુતીમાં, અને સ્થિતિમાં દરેક વિશ્વાસ કરનાર ભાગીદાર અને જવાબદાર છે.

(૪) **મંડળી આકાશનું રાજ્ય.** માર્ક ૧; ૧૫. લુક ૧; ૩૩: ૧૩; ૨૮-૩૦.

(૫) **મંડળી દેવનું ઘર.** ઉત્પ. ૩૧; ૧. એફે. ૩; ૧૯: ૫; ૨૬, ૨૯. ૧ તી. ૪; ૧૫. એ ઘર જીવતા દેવની મંડળી,

સત્યનો સ્તંભ તથા આધાર છે, જેમાં કુટુંબભાવના છે. માત્થી ૨૩; ૮, ૯.

(૬) **મંડળી ખ્રીસ્તનું શરીર.** એફે. ૫; ૨૫. ખ્રીસ્ત એ શિર છે, ને મંડળી તે તેનું ધડ કે બાકીનું શરીર છે, એ જોતાં શરીરના અવયવો શિરની ઇચ્છા વિરૂદ્ધ વર્તન રાખી શકે નહિ.

(૭) **મંડળી જીવનનું અજવાળું છે.** માત્થી ૫; ૧૪-૧૬. ફિલિ. ૨; ૧૫. કોઇ પણ સંજોગમાં જગત તેને પ્રકાશ આપે એમ નહિ, પણ તે જગતને પ્રકાશ આપે, એવું તેનું ધોરણ ઉંચું છે ( મા. ૭ ; ૨૦ ), કારણકે સર્વ સંપૂર્ણતાનો સ્વામી ને ન્યાયીપણાનો સૂર્ય જે પ્રભુ ઇસુ તે તેનું મૂળ છે. કોલો. ૧ ; ૧૫-૨૦. યોહા. ૮ ; ૧૨.

**નોંધ.**—ટુંકામાં કહીએ તો મંડળી એ પ્રભુ ઇસુ ખ્રીસ્તનું સર્વસ્વ છે (યોહા. ૧૦; ૧૫), તેની હૈયાતિમાં એનો આનંદ છે ( માત્થી ૧૧ ; ૨૫), તેની વૃદ્ધિમાં એનું જીવન છે (મા. ૨૮; ૨૦), તેની આબાદીમાં એનું હૃદય છે ( મા. ૭; ૨૦, ૨૧ ), તેની સંપૂર્ણતા એ એના જીવનનો હેતુ છે ( મા. ૫; ૧૭-૨૦ ), તે જગતના રંગે ન રંગાય એ એની પ્રાર્થના છે (યોહા. ૧૭; ૧૫), તેની જવાબદારી એ એની ચિંતા છે ( યોહા. ૨૧ ; ૧૫ ), તેની સલામતી એ એનું સામર્થ્ય છે ( મા. ૧૬ ; ૧૮ ), તેની ફળદ્રુપતા એ એનો મહિમા છે ( યોહા. ૧૫; ૮ ) અને તેની પવિત્રતા એ એની શોભા છે (૧ પીત. ૧ ; ૧૬ : ૨ ; ૯).

## ૨. મંડળીએ આજ્ઞાઓ અને ક્રિયાઓ શા વાસ્તે પાળવી જોઇએ?

ખ્રીસ્તી મંડળી પ્રભુ ઇસુનું મન રાખવા અને તેની ઇચ્છા શીખવા તથા પાળવાનો ભાવ સદાએ રાખવા ચાહે છે, અને તેવો દાવોએ કરે છે. તેની મરજી કે તેના આત્માથી આડેઅવળે જવાની હિંમત કોઇ મંડળી કોઇ પણ સંજોગમાં કોઇ પણ રીતે કરતી નથી; છતાંએ આપણને એવા ખ્રીસ્તીઓ કે તેવી ટોળીઓ મળી શકે, કે જેઓ ક્રિયાઓ કે તેને લગતી આજ્ઞાઓનો અનાદર કરતાં હોય. એ સારૂ તે વિષે સહજ વિચાર કરીશું.

**આજ્ઞાઓ અને ક્રિયાઓ શા વાસ્તે પાળવી જોઇએ?**

૧. **શિષ્યપણું ને આજ્ઞાંકિતપણું બતાવવા.** યોહા. ૧૩; ૧૬, ૧૭, ૩૪, ૩૫: ૧૪; ૨૩: ૧૫; ૧૦. આ વાક્યો વાંચતાં જણાશે કે પ્રભુની આજ્ઞાઓ પાળ્યા વગર કોઈ તેનો શિષ્ય રહી શકતો નથી. એ આજ્ઞાઓ જેમ આત્મિક છે, તેમ તે ક્રિયાત્મક પણ છે. સંપૂર્ણ આજ્ઞાપાલન કોઇ આજ્ઞાનો અનાદર કરી શકતું નથી.

૨. **વિશ્વાસુપણું બતાવવા.** યા. ૨; ૧૮. યોહા. ૧૩; ૧૭. હરેક વિશ્વાસુ સેવક નાનામાં નાની વાતમાં પણ વિશ્વાસુ છે (માત્થી ૨૫; ૨૩ : ૫; ૧૯). જેવું મેં તમને કીધું, તેવું તમે કરો એ માટે મેં તમને નમુનો આપ્યો છે; એ જાણ્યા પછી વિશ્વાસુ શિષ્ય તેનો અનાદર કરી શકે નહિ.

૩. **આપણી આશા બતાવવા.** ૧ કોરીં. ૧૧; ૨૬. પ્રભુ-ભોજનની ક્રિયા એવી છે કે જે પાળવાથી આપણે આપણી આશાને વધારે દૃઢ બનાવીએ છીએ.

૪. **પ્રેમનું ચિન્હ બતાવવા.** ૧ યોહા. ૫; ૨. યોહા. ૧૩; ૩૪, ૩૫. આજ્ઞાપાલન એ પ્રેમની નિશાની છે. આજ્ઞાભંગ એ વિરૂદ્ધતાની નિશાની છે.

૫. **ખ્રીસ્તની યાદગીરી બતાવવા.** લુક ૨૨ ; ૧૯. પ્રભુએ રોટલી આપીને કહ્યું કે મારી યાદગીરીને સારૂ એ કરો. એ બતાવે છે કે તેણે ક્રિયા પાળવાનો હુકમ આપ્યો.

૬. **એકતાનું બંધારણ બતાવવા.** ૧ કોરીં. ૧૦; ૧૮: ૧૨; ૧૨. ક્રિયા પાળવાને એકઠા મળવાથી ખ્રીસ્તની સાથેની એકતાનો ભાવ વધુ પ્રમાણમાં દઢ બને છે; અને જુદા જુદા અવયવો છતાં એક શરીરના અને એકબીજાને સારૂ જવાબદાર છીએ, એવું પ્રગટ સૂચન થાય છે.

૭. **આત્મિક વૃદ્ધિને માટે.** ૧ કોરીં. ૧૧ ; ૩૦. યોહા. ૬ ; ૫૩–૬૩. પ્રભુભોજનની ક્રિયાની સૂચના આ કલમોમાં છે. જો પ્રભુએ એ ક્રિયા સ્થાપીને શરીર તથા લોહીની યાદગીરી સારૂ રોટલી તથા દ્રાક્ષરસ આપ્યાં ન હોત, તો મારૂં માંસ ખાવાનું અને લોહી પીવાનું છે, એનો લોકો કેવો અર્થ કરત ? પ્રભુએ કહ્યું કે ન ખાય, કે ન પીએ, તેને જીવન નથી.

૮. **ક્રિયા એ મૂળ વાતની નિશાની છે.** ૧ કોરીં. ૧૦; ૧૬–૧૮. યોહા. ૧૩; ૮. રૂમી. ૬; ૩–૬. "જો હું તને ન ધોઉં, તો મારી સાથે તારે કાંઇ ભાગ નથી." એ બતાવે છે કે પવિત્રતાના મૂળ ઉદ્દેશનું બાહ્ય દર્શન આ ક્રિયા છે કે જે સ્થાપીને તે પાળવાનો હુકમ પણ આપ્યો.

૯. **ક્રિયા એ વચનની મુદ્રા છે.** રૂમી. ૧૧; ૧૩. ૧ પીત. ૩ ; ૨૧. પાણી તો ઉપમારૂપે એટલે બાપ્તિસ્માએ કરીને ઇસુ ખ્રીસ્તના પુનરૂત્થાનથી તે હમણાં તમને તારે છે. આ બતાવે છે કે આપણે તારણ પામીએ છીએ, તેની ઉઘાડી ખાતરી ક્રિયા પાળવામાં મળે છે; એટલે દેવનાં વચનો ખરાં છે તેની મહોરરૂપ ક્રિયાઓ છે.

૧૦. **હાલની ક્રિયાઓ થનાર વાનાંના નમુના છે.** હેબ્રી. ૯ ; ૨૪. "હાથથી બનાવેલાં પવિત્ર ઠેકાણાં જે ખરાનો નમુનો છે

તેમાં ખ્રીસ્ત ગયો નથી." આ બતાવે છે કે મંડળીની ક્રિયાઓ થનાર વાનાંની છાયારૂપે આપવામાં આવી છે, કે જે પાળતાં પાળતાં જેની એ ઉપમા છે તે સંપૂર્ણતા તરફ ધ્યાન લગાડવામાં આવે. જેમકે,

(૧) **બાપ્તિસ્મા** એ જુના જીવનનું દફન અને નવા જીવનનું ઉત્થાન છે. રૂમી. ૬.

(૨) **પ્રેમભોજન** એ આકાશના લગ્નજમણની ઉપમા છે. પ્રકટી. ૧૯; ૮: ૨૨; ૩.

(૩) **રોટલી ને પ્યાલો** એ તેનું આવવું પ્રગટ કરે છે. ૧ કોરીં. ૧૧; ૨૬. લુક ૨૨; ૧૬-૧૮.

**નોંધ**—આ સર્વ વાતોનો એવો અર્થ પણ નથી, કે ક્રિયાઓ પાળી એટલે થઇ ચૂક્યું. ખ્રીસ્તી ધર્મમાં એ ક્રિયાઓ આત્મિક વાનાંની ઉપમારૂપે છે, અને તે પાળ્યાથી આત્મિક સત્ય વધારે સચોટ અને દૃઢ થાય છે. એથીજ પ્રભુએ આત્મિક વૃદ્ધિસૂચક ક્રિયાઓ આપી છે. પરંતુ કશા ઇરાદા કે અર્થ વગર તે પાળવામાં આવે, એથી કોઇ ખાસ લાભ થતો નથી. જેમકે પાપનું ભયંકરપણું કે તારનારની અગત્ય સમજ્યા વગર કોઇ બાપ્તિસ્મા લે, તો એ ક્રિયા પાળે છે ખરો, પરંતુ એથી તેના આત્માનું કાંઇ બદલાણ થતું નથી. એથી તે ક્રિયા નિરર્થક જાય છે. એથી ઉલટું સમજીને ક્રિયા પાળનાર આજ્ઞાંકિત ને આશીર્વાદિત ઠરે છે.

## પ્રકરણ ૨ જું.

# મંડળીનું જગતથી જુદાપણું.

### ૧. મંડળી જગતનું મીઠું છે.

માત્થી ૫; ૧૩. **તમે જગતનું મીઠું છો, પણ જો મીઠું બેસ્વાદ થયું, તો તે શાથી ખારૂં કરાશે; બહાર ફેંકાવા તથા માણસોના પગ તળે છુંદાવા સિવાય તે ફરી બીજા કંઈ કામનું નથી,** એમ કહીને પ્રભુ ઇસુએ મંડળી અને જગત વચ્ચે પહેલેથીજ બહુજ ચોકસ ભેદ રાખ્યો છે; એ માટે કે મંડળીમાં જગત ન પેસે, અને જો મંડળીમાં જગત પેઠું, તો પછી મંડળી બહાર ફેંકાવા તથા માણસોના પગ તળે છુંદાવા વગર બીજા કશા કામની નથી, એ અનેક રીતે બતાવ્યું છે.

ખ્રીસ્તી મંડળીના ઇતિહાસમાં તરવાર અને દારૂગોળો મંડળીને જગતમાં ખેંચી લઇ જવા સમર્થ નીવડયાં હોય એવું જોયું નથી; પરંતુ જે સૌથી ભયંકર ઝેર મંડળીને ઘણીવાર આપવામાં આવે છે, તે જગતની મિત્રાઇ છે. આના જેવો ભયંકર હુમલો મંડળી ઉપર બીજો નથી. સલાહ, સંમતિ અને સહલાગણીના શબ્દોથી દુશ્મન અંદર પેસીને અવર્ણનીય નુકસાન કરતો આવ્યો છે.

પ્રભુ ઇસુ જાતે હાજર હતો ત્યારથીજ જગતે મંડળીમાં પેસવા બહુ બહુ રીતે પ્રયત્નો કર્યા છે. પણ પ્રભુ ઇસુ તેની બહુમતિ કે વિરોધ કે અજ્ઞાન કે ધર્મભાવનાની બિલકુલ પરવા કર્યા વગર સત્યતાનો પાયો સજ્જડ કરતો ગયો; તેણે કદી નમતું મુક્યું નથી. સંખ્યાબંધ લોકો પ્રભુની કદર કરીને શિષ્યગણમાં પેસવા આવ્યા, પણ એ બધાનો પ્રભુએ વિશ્વાસ કર્યો નહિ. તેમના મોં પર કહ્યું કે, તમે રોટલી ખાઇને ધરાયા માટે મને શોધો છો. નાશવંત અન્નને બદલે અનંતજીવન શોધો. તેને જબરદસ્તીથી રાજા કરવાના છે એ જાણ્યું ત્યારે પ્રાર્થના કરવા જતો રહ્યો. પણ જગ-

તમાં મોટા દેખાઇને લોકને પોતા તરફ ખેંચવાનું ચાલ્યું નહિ. પોતાની પાછળ ચોખ્ખીઆત કે ઉંચ લોકોનો મોટો સંઘ ચાલતો હતો, તેમને કેવું લાગશે એની બિલકુલ દરકાર કર્યા વગર તે અસ્પૃશ્ય જેવા દાણી જાખીને ઘેર પરોણો રહેવા ગયો. લોકે પુષ્કળ કચકચ કરી, પણ આકાશના રાજ્યનું ધોરણ એવા સેંકડો લોકોની ખાતર પણ તેણે ઢીલું કર્યું નહિ; કેમકે તે ગીહું એકડું કરતો હતો.

દાણીઓ, પાપીઓ, અને સમરૂનીઓનો અંગીકાર કરવાને બદલે મોટા દબદબાવાળા રાબ્બીઓની સાથે રાબ્બી બન્યો હોત, તો એ મહા પંડિતો અને ઉંચ કહેવાતા લોકો ઇસુને કેવો સરસ વધાવી લેત. પણ પ્રભુએ સમુદાય શોધ્યો નથી. તે તો ગીહું શોધતો હતો.

તે સત્યતા પર સદાજ સ્થિર રહ્યો, માટે તેને ઘણુંજ મુશ્કેલ પડયું; પણ એ મુશ્કેલીઓ પર જય પામવા લોકને રીઝાવનારૂં કામચલાઉ ડહાપણ તેણે કદી વાપર્યું નથી; અથવા મંડળીમાં પેસવા સારૂ લોકને એચ્છિક સગવડો કરી આપી નથી, કે કઠણ લાગતાં ધોરણો ઢીલાં કર્યાં નથી.

શ્રીમંત જુવાન પ્રભુ પાસે આવ્યો. તેની ધર્મભાવના જોઇને પ્રભુને તેના પર હેત આવ્યું. પણ દ્રવ્યની માયા સાથે તેને આકાશના રાજ્યમાં પ્રવેશ કરવો હતો, તે પ્રભુએ ન કરવા દીધો. આપણે એવાનો અંગીકાર કરવા કેટલા ખુશી થઇએ, પણ પ્રભુ તો મીઠું સંઘરતો હતો.

લોકોને પ્રભુ ઇસુની પાછળ ચાલવાનું બહુ મન થતું. તેથી તેઓ આવીને કહેતા કે, પ્રભુ, મારા બાપને દાટવા જવા દે, કે મારાં સગાંને સલામ કરી આવવા દે, પછી આવીને તારી પાછળ ચાલીશ. શું પ્રભુએ તેમને અનુકૂળતા કરી આપી? કદી નહિ. એવાઓને ચોકખું કહી દીધું કે જે કોઇ મારા કરતાં માબાપ, ભાઇબેન કે સ્ત્રી છોકરાં પર વધારે પ્રેમ રાખે છે તે મારો શિષ્ય થઇ શકતો નથી. પ્રભુએ જગતને મંડળીમાં પેસવા દીધું નહિ. જગતની મિત્રાઇ દેવ પર વેર છે, એવું તે લોકને દઢતાથી બતાવતો રહ્યો. દેહનો લોભ કે આંખનો લોભ કે જીવનનો અહંકાર જેની આપણે દરકાર પણ કરતા નથી, તેને પ્રભુએ મંડળીની નજીક પણ આવવા દીધાં નથી.

ત્યાગની શુદ્ધતાની કે સંપ્રદાયની વાત છોડીને તેના સિદ્ધાંત વિષે વિચાર કરીએ તો તેમાંએ પ્રભુએ કદી નમતું મુકયું નથી. આકાશથી ઉતરેલી જીવનની રોટલી હું છું. આ વાત યહુદીઓને માનવી ભારે પડી. પણ તેણે આગળ વધીને કહ્યું કે, મારૂં માંસ ખરેખરૂં ખાવાનું છે, અને મારૂં લોહી ખરેખરૂં પીવાનું છે. એ સાંભળતાં ગભડાટ વધ્યો, લોકો ઠોકર ખાવા લાગ્યા, પણ પ્રભુએ ઉલટું વધારે કડક રીતે કહ્યું કે, જો તમે માણસના દીકરાનું માંસ ખાઓ નહિ, ને લોહી પીઓ નહિ, તો તમને જીવન નથી. આ વાતે એટલી તો કઠણ પડી કે શિષ્યો સુદ્ધાંએ ઠોકર ખાધી. ઘણા જણ જે તેની પાછળ શિષ્ય થઇને ચાલતા હતા તે તેને છોડી ગયા, અને ફરી તેની પાછળ ચાલ્યા નહિ. પણ શું, લોકો અજ્ઞાનતાથી પાછા જાય છે એ જાણીને તેણે સત્યની લગામ ઢીલી કરી? કદી નહિ, જગત તે જગત, ને મંડળી તે મંડળી.

હું દેવનો દીકરો છું, એ વાત સાંભળીને યહુદીઓ તેને મારી નાખવા ઉઠયા. પણ તેથી શું તેણે એ વાત પડતી મુકીને યહુદીઓને રીઝવી લીધા? કદી નહિ. જ્યારે આજે તો તેવું ન માનનારાઓને પાદરીની દીક્ષા સુદ્ધાં અપાતી સાંભળી છે.

તેના મરણની વાતથી કેટલા બધાએ ઠોકર ખાધી! ગેથસેમાનેમાં શિષ્યો સુદ્ધાંએ તેને છોડીને નાસી ગયા! તેના કામનો એ રિપોર્ટ તો જુઓ! આખી જીંદગી લોકનું ભલું કર્યું, પણ તેના દુ:ખની વેળાએ કોઇ સાથી નહિ! એવી મોટી હાર વેઠવા કોણ ખુશી હોય? પણ પ્રભુ સંખ્યાની ખાતર સત્યથી ડગતો નહિ.

આહ, ઇસુની પાછળ ચાલવું એ કેવી કઠણ વાત છે! પણ પ્રભુની સ્તુતિ થાઓ કે ઓગળી જવા પાણીમાં પેસી ગએલું મીઠું પાછું બહાર નીકળી આવ્યું. પ્રભુ ઉઠયો તે જોઇને તેઓ પાછા ભેગા થયા, અને એકસોવીસ જણે પોતામાં મીઠું સાચવી રાખ્યું.

પવિત્ર આત્મા ઉતર્યો, ત્યારે લોકને પોતાના મતના કરી લેવા સારૂ પીતરે શું કર્યું? લોકને ખેંચવા સારૂ ચાલુ વાતાવરણ ધ્યાનમાં લઇને ભળતી

વાતો બોલ્યો શું? બિલકુલ નહિ. પણ તેઓનો દોષ દેખાડીને બોલ્યો કે જે ઇસુને તમે મારી નાખ્યો તેને દેવે પાછો ઉઠાડયો છે, ને તે તમને પણ પસ્તાવો કરવાનું કહે છે, આ દયાના કડવા શબ્દોથી ત્રણ હજાર જણ તારણ પામીને જગતથી જુદા થયા, ને મીઠું વધવા લાગ્યું.

આ પહેલી ખ્રીસ્તી મંડળીનો વિચાર કરો. જગને તેની સાથે કોલકરાર અને સમાધાની કરવા ચાહીને કહ્યું કે, તમારે બોધ કરતાં ઇસુનું નામ લેવું નહિ. એ સિવાય બીજું બધું કરવાની તમને સલાહ છે! આહા, આજે પણ ઇસુનું નામ છુપાવીએ તો કેટલા બધા લોક ખુશીથી બોધ સાંભળે! પણ શું મંડળીએ નમતું મુક્યું? કદી નહિ. પીતર, જગતનું મીઠું, ગાજી ઉઠયો કે માણસની સલાહ નહિ, પણ દેવની સલાહ પ્રમાણે અમે તો ચાલીશું. આવી સમાધાની પ્રચંડ યુદ્ધ કરતાંએ વધારે ભયંકર છે.

સુનત અને નિયમપાલનની કેવડી મોટી ધમાલ મંડળીમાં પેઠી! વિદેશીઓ અને યહુદીઓ વચ્ચે ભેદ રખાવનારા નામના ખ્રીસ્તીઓએ પીતર જેવા ખડકને પણ હલાવી નાખ્યો. પણ પ્રભુની સ્તુતિ થાઓ કે જગતને મંડળીમાં આવતું અટકાવવાને ત્યાં એક બાહોશ નર હતો, તેણે પીતરને ઠપકો આપ્યો, અને મંડળીને ભાઇપણાની સમાનતામાંથી ખસવા દીધી નહિ. મંડળી તે તો મંડળીજ. તે મીઠું છે. તે જો બેસ્વાદ થાય, તો પછી જગતની આશા ક્યાં? અને મંડળી જે સત્યનો સ્તંભ તેનું ઠેકાણું ક્યાં? તેનું ધોરણ ગમે તેવા દેખાતા ડહાપણથી પણ ઢીલું કરાય નહિ, કેમકે તે બાંધનાર સર્વજ્ઞ પ્રભુ છે, ને ઉત્તમતા એ તેનો રાજમાર્ગ છે. કોરીંથીઓની મંડળી તરફ જુઓ. શેતાન મંડળીને ઝેર દેવા શું શું કરતો આવ્યો! વિદેશીઓ ખ્રીસ્તીઓને મૂર્તિમહોત્સવમાં નોતરતા. વખતે નૈવેદ્ય ખાવા ધરતા, ને અવરથા આચરણોમાં અનુસંગી રાખતા. અરે પ્રભુભોજન જેવામાં પણ શેતાને સડો ઘાલીને પ્રેમ, પવિત્રાઇ, મરતબો ને માયા ખસેડી! પણ પ્રભુ મીઠાની સંભાળ કરતો રહ્યો. વાંચો ૧ કોરીં. ૧૧; ૧૭–૨૨.

આવું ગણતાં પાર ન આવે, પણ પ્રભુએ હંમેશાં કાળજી રાખી છે કે મીઠું પોતાનો ગુણ છોડીને પગ તળે છુંદાવા યોગ્ય કચરો ન બને.

તમે સુવાર્તા અને પત્રોમાં તપાસ કરો, તો આવી જથાબંધ વાતો તમારી નજરે તરી આવશે, કે જે પ્રભુ ઇસુએ કે પવિત્ર આત્માએ જરા પણ સાંખી નથી. મનુષ્ય જેની કલ્પના બાળપણથી ભુંડી છે તેનામાં સ્વર્ગનું ધોરણ ઉત્પન્ન કરવું એ પ્રભુની ઇચ્છા હતી. એ માટે તેણે ધર્મને નામે ચાલતા સંપ્રદાયોમાં જે જે સ્વર્ગી ધોરણથી સહજ પણ જુદું પડતું હતું, તે સર્વ વખોડી કાઢયું, અને માણસની આગળ સંપૂર્ણતાનો નમુનો મુક્યો.

એથીજ તેણે હોઠથી કહ્યું કે, તમે તો મીઠું છો. મીઠું તે કહોવાણ અટકાવે, અને વસ્તુઓમાં મળીને તેમનાં જીવન સ્વાદિષ્ટ બનાવે; નહિ કે તે બહારનો સ્વભાવ લે, અને સત્ય પર ઢાંકપીછાડો કરે. હાલની નામધારી મંડળીઓની મુલાકાત લઇને આપણને પ્રભુ જાતે સાર કહી બતાવે, તો મંડળીઓને અને આપણા દરેક વિશ્વાસ કરનારને કેવું લાગે!

આપણા પર નહિ, પણ જેને સારૂ આપણને તેડયા છે, તેના પર નજર કરીને પ્રભુએ કહ્યું કે, જેમ હું જગતનો નથી, તેમ તેઓ પણ જગતના નથી એ માટે, ઓ બાપ, તું તેમને ભુંડાથી બચાવ. પ્રભુની આ માગણીનું રહસ્ય તમે સમજી શકો છો શું?

તમે આ જગતનું રૂપ ન ધરો, પણ તમારાં મનોના નવીનકરણથી તમે પરમરૂપમાં બદલાઓ, એવા કે જેથી તમે દેવની સારી અને પસંદિત અને સંપૂર્ણ ઇચ્છા શી છે તે સમજી શકો.

## ૨. જગતથી જુદાપણા વિષે ખાસ વિચાર.

"જેમ હું જગતનો નથી, તેમ તેઓ પણ જગતના નથી. તું તેઓને જગતમાંથી લઈ લે એવી વિનંતી હું નથી કરતો, પણ એવી કે તું તેઓને ભુંડાથી બચાવે"—પ્રભુ ઇસુની પ્રાર્થના, યોહા. ૧૭; ૧૪, ૧૫. પાઉલ લખે છે કે, તમે આ જગતનું રૂપ ન ધરો, રૂમી. ૧૨ ; ૧.

આ બેઉ વાતો ખ્રીસ્તી મંડળીનું જગતથી જુદાપણું બતાવે છે. પણ ખ્રીસ્તી લોકને મોઢેથી મેં ઘણીવાર આ સવાલ સાંભળ્યો છે કે, આપણે જગતથી જુદા કેવી રીતે ? તો હવે જુદાપણામાં શી શી વાતો સમાઇ જાય છે, તે બાબતે શાસ્ત્રમાં તપાસ કરીએ.

### ૧. જુદાપણાનો અર્થ શો હશે?

(૧) **મઠવાસી થવું એવો અર્થ નથી.** યોહા. ૧૭; ૧૫. સાથે રહેવાનું ખરૂં, પણ તેમની ભુંડાઇમાં ભળવાનું નથી. માણસોની સંગતમાં રહીને પવિત્રાઇ જાળવવી એમાં સામર્થ્ય છે.

(૨) **તેમના સંબંધમાં ન આવવું એમ પણ નથી.** લુક ૮; ૩૯. માત્થી ૧૦; ૧૧, ૧૪. જેઓને પોતાના જેવા કરવાના છે તેમને પોતાનો આત્મિક નમુનો અનુભવથી સિદ્ધ કરી આપવો જોઇએ.

(૩) **કેવળ પોતાની જુદી ક્રિયાઓ પાળવી એમ નથી.** યશા. ૧; ૧૧-૧૩. સીધાને શુદ્ધ અંત:કરણ વગરની ધાર્મિક ક્રિયાઓ કશા કામની નથી.

(૪) **ફક્ત જુદા ધર્મના ગણાવું એવું નથી.** માત્થી ૭; ૨૧: ૨૫; ૧૧, ૧૨. લુક ૧૩; ૨૮. "જે મને પ્રભુ પ્રભુ કહે છે તે સર્વ આકાશના રાજ્યમાં પેસશે એમ ન ધારો, પણ મારા આકાશમાંના બાપની ઇચ્છા પ્રમાણે કરે છે તેઓજ પેસશે."

(૫) **વ્યવહાર તજી દેવા એમ પણ નથી.** માત્થી ૧૧; ૧૯. ૧ કોરીં. ૯; ૪, ૫: ૧૦; ૩૧. પ્રભુ ઇસુ વ્યવહાર સાચવતો

આવ્યો, એથી સમજવાનું છે કે વ્યવહારને સારૂ જીવવાનું નથી, પણ જીવીએ એટલે જીંદગીના વ્યવહારો જેવા કે ખાવું પીવું, ઓઢવું પહેરવું, કામધંધો કરવાનું હોયજ. પરંતુ એ સર્વ બંધન-કારક થઇ પડે નહિ, એવી રીતે વર્તવાનું છે. રૂમી. ૧૪; ૧૭.

(૬) **જગતના ધર્મથી આઘા રહેવું એ મતલબ છે.** પુન. ૧૨; ૩૦, ૩૧. તેઓની ધાર્મિક ક્રિયામાં ભાગ લેવો નહિ, કે નૈવેદ જેવી અર્પિત વસ્તુઓ ખાવી નહિ. ૧ કોરીં. ૧૦; ૨૦, ૨૧. ચક્રવર્તી સુલેમાન રાજા પારકા દેવોની સગવડ કર્યાથી ભ્રષ્ટ થઇ રાજ્ય ખોઇ બેઠો હતો.

(૭) **વિધર્મીઓ સાથે નાલાયક સંગત કે કરાર કરવાં નહિ.** ન્યા. ૨; ૨, ૩. ૨ કોરીં. ૬; ૧૪-૧૮. જે ભુંડું છે તેને ધિક્કારો અને જે સારૂં છે તેને વળગી રહો. રૂમી. ૧૨; ૯.

(૮) **તેમની સાથે લગ્નસંબંધ રાખવો નહિ.** ૧ રાજા. ૧૧; ૧, ૨. ૧ કોરીં. ૭; ૩૯. લગ્નસંબંધ એવો છે કે માણસો એકબીજાના રીતરિવાજમાં ભળવા વગર રહી શકે નહિ, એ માટે એ વ્યવહાર તદન કાપી માંડવો. છતાં ખ્રીસ્તી થતા પહેલાંનાં અવિશ્વાસી વર કે વહુને રાખવાની મરજી હોય, તો પ્રભુમાં મેળવવાના ભાવથી ને પ્રેમથી વળગી રહેવું, ૧ કોરીં. ૭; ૧૨-૧૬.

(૯) **તેઓના કહેવાતા દેવથી, તેમની બાધા લેવાથી, ને પૂજા કરવાથી દૂર રહેવું.** ૧ કોરીં. ૮; ૪, ૫; ૧૦, ૧૪-૨૨. નિર્ગ. ૨૦ ૧-૬. યિર્મે. ૭; ૧૬-૧૮. જે દેવ નથી તેને આપણી જવાબદારી કેમ સોંપાય! મૂર્તિપુજા એ વ્યભિચાર જેવી છે. જેઓ તેવાંની બાધા રાખે તેઓ મૂર્તિઓને પરમેશ્વર કરતાં મોટી ગણે છે, ને ઇશ્વરની કૃપા તળેથી નીકળી જઇ પાપમાં રહે છે. તેઓ દેવને તજી દેવાથી પોતે દેવથી તજાય છે ને વિપત્તિ ભોગવે છે ( યિર્મે. ૨ ; ૧૧-૨૩ ).

(૧૦) **દેહની તથા આત્માની મલિનતાથી દૂર રહેવું.** ૨ કોરીં. ૭; ૧. અંધકારનાં નિષ્ફળ કામોના સંગતી ન થાઓ, પણ તે કરતાં તેને વખોડો. એફે. ૫; ૧૧.

૨. **તમે આ જગતનું રૂપ ન ધરો.** રૂમી. ૧૨; ૨.

એની મતલબ એ છે કે જગતના વિતી જનારા ડોળની પાછળ તમે દોડો નહિ, અથવા તેની ફેશનની પાછળ તમે તણાયા ન જાઓ. ૧ કોરીં. ૭; ૩૧. ૧ યોહા. ૨; ૧૭. કેમકે તમારી વર્તણુકનું ધોરણ જગત નથી, પણ પ્રભુ ઇસુ છે. ફિલિ. ૨; ૫. એ માટે આ જગતના રૂપ વિષે નીચે પ્રમાણે સાવચેત રહેવાનું છે.

(૧) **ખાવાપીવા બાબતે.** રૂમી. ૧૪; ૧૭. અમુક ખાવું ને અમુક ન ખાવું કે અમુક રીતે ખાવું એમાં ધર્મ નથી, માત્થી ૧૫; ૧૧-૨૦. કેમકે ખાવાનાથી કોઇ દેવને માન્ય થતાં નથી (૧ કોરીં. ૮; ૮) પણ ન્યાયીપણું, શાંતિ, પવિત્ર આત્માથી આનંદ, એથી થાય છે. રૂમી. ૧૪; ૧૮.

(૨) **ઓઢવા પહેરવા બાબતે.** ૧ પીત. ૩; ૩-૬. કોઇની સુંદરતા વસ્ત્રથી કે ઘરેણાંથી અંકાતી નથી, પણ તેથી ઉલટું કેટલીક વેળા તે અસંતોષ અને પરીક્ષણનું કારણ થઇ પડે છે. સાદો પોશાક સર્વ દેશમાં અને સર્વ જમાનામાં ગૃહસ્થાઇનું લક્ષણ છે. ૧ તીમ. ૨; ૯-૧૧. ઘરેણાં આત્મિકપણાને આધારરૂપ નથી. પહેરનાર તેની શોભા ઉપર લક્ષ આપે છે, ને તેની વૃદ્ધિને માટે આતુર રહે છે. જગત ઓઢવા પહેરવાની અને વાળ વગેરેની સેંકડો પ્રકારની ફેશન કાઢશે, પરંતુ મંડળીએ એ રૂપ ધરવાનું નથી. ફેશન નહિ, પણ સુભક્તિ સઘળાંને સારૂ ઉપયોગી છે, તે લો ને ખ્રીસ્તને પહેરો. દરેક મતના પવનથી હલાવાએલાં ને ફેરવાએલાં બાળકો ન થઇએ. એફે. ૪; ૧૪.

(૩) **ન્યાતજાત બાબતે.** માત્થી ૨૩; ૮. કોલો. ૩; ૧૧. પ્રભુએ એક માબાપથી પૃથ્વીની સર્વ દેશજાતિઓને સરજી છે. પ્રે. કૃ

૧૭ ; ૨૬. એ માટે કોઇને ઉંચ કે નીચ ન ગણો. લુક ૧૯ ; ૯. ખ્રીસ્તી મંડળીમાં સર્વ મનુષ્યો સહેલાઇથી પ્રવેશ કરે, સર્વ પ્રજાઓને સુવાર્તા પ્રગટ કરાય એને માટે હમેશાં મંડળીએ જાગતા રહેવું જોઇએ. માત્થી ૨૮ ; ૧૯, ૨૦. માર્ક ૧૬ ; ૧૫.

(૪) **ધર્મ બાબતે.** ૨ થેસ્સા. ૨ ; ૭–૧૫. સારૂં થાય માટે આપણે ભુંડું કરીએ શું ? ના, એવું કદી ન થાય ; કોઇનું ભલું થતું હોય તો જુઠું બોલવામાં પાપ નથી એવું ખોટું માનનારાઓના જેવા આપણે ન થઇએ. રૂમી. ૧૨ ; ૨૧. પવિત્ર આત્માને કદી ન હોલવો. એફે. ૪; ૨૫–૩૦. ૧ થેસ્સા. ૫; ૧૯. આત્માએ જીવીએ તો આત્માએ ચાલીએ પણ. ગલ. ૫ ; ૨૫.

(૫) **વ્યવહાર બાબતે અને સર્વ ચાલમાં.** એફે. ૫ ; ૧–૨૧. પ્રભુને સંતોષકારક શું છે તે પારખી લો, અને અજવાળાના દીકરાની પેઠે ચાલો. જગત પર કે જગતમાંનાં પર પ્રેમ ન કરો. એટલે દેહના લોભને અર્થે, કે આંખના લોભને અર્થે, અને જીવનના અહંકારને અર્થે કરાતાં કામો અને તેના કર્તાઓ નાશ પામશે. ૧ યોહા. ૨ ; ૧૬, ૧૭. એ માટે વિદેશીઓમાં તમારી ચાલ શુદ્ધ રાખતા જાઓ. ૧ પી. ૨ ; ૧૨. ને તમારૂં અજવાળું જગતની આગળ પ્રકાશવા દો. માત્થી. ૫ ; ૧૬.

૬. **જગત સાથે ભળતો વ્યવહાર રાખવો એનો અર્થ શો ?**

(૧) જીવનને બદલે મરણના ધોરણનો સ્વીકાર કરવો. ૨ કોરીં. ૧૧ ; ૩. ઉત. ૩ ; ૬.
(૨) સુવાર્તાનો નકાર કરવો. ગલ. ૩ ; ૧, ૫, ૭.
(૩) અયોગ્ય શિક્ષણને આધીન થવું. ૨ કોરીં. ૧૧ ; ૪.
(૪) દેવપુત્રને નવા નામે વધસ્તંભે જડવો. હેબ્રી. ૬ ; ૬.
(૫) પ્રભુ ઇસુનું અપમાન કરવું. હેબ્રી. ૬ ; ૬.
(૬) પ્રભુ ઈસુને પગ તળે છુંદવો. હેબ્રી. ૧૦ ; ૬.
(૭) કરારના લોહીને અશુદ્ધ ગણવું. હેબ્રી. ૧૦ ; ૨૬–૨૯.

(૮) કૃપાના આત્માનું અપમાન કરવું. હેબ્રી. ૧૦; ૨૯: ૬; ૫.
(૯) મંડળી અને પ્રભુ સાથેનો કરાર તોડવો. ૨ તીમો. ૪; ૯: ૬; ૧૧, ૧૨.
(૧૦) શાંતિના પવિત્ર ધોરણનો નકાર કરવો. હેબ્રી. ૧૨; ૧૪–૧૭.

## ૪. જગતથી બદલાવું એનો અર્થ શો?

(૧) જગતને બદલે દેવ પર પ્રેમ કરવો. ૧ યોહા. ૨; ૧૫.
(૨) ખ્રીસ્ત ઇસુનું મન રાખવું. ૧ કોરીં. ૨; ૧૬. રૂમી. ૮; ૬, ૭. ફિ. ૨; ૫.
(૩) જગતી ભાવને બદલે ખ્રીસ્તનો આત્મા રાખવો. ૧ કોરીં. ૨; ૧૨.
(૪) ફુલવાને બદલે નમ્ર થવું. મા. ૨૩; ૧૨.
(૫) જુનું માણસપણું ઉતારીને નવું પહેરવું. એફે. ૪; ૨૩, ૨૪.
(૬) પાપને બદલે દેવની સેવા કરવી. રૂમી. ૬; ૨૦-૨૨.
(૭) અવિશ્વાસીઓને બદલે ખ્રીસ્તની સાથે ઝુંસરીમાં જોડાવું. ૨ કોરીં. ૬; ૧૪.
(૮) લડનારને બદલે સલાહકાર થવું. મા. ૫; ૧૯. યાકૂ. ૪; ૧, ૨.
(૯) સમ ખાધા વગર સત્ય બોલવું. મા. ૫; ૩૪–૩૭. યાકૂ. ૫; ૧૨.
(૧૦) કચેરીએ ચઢવાને બદલે ભાઇઓની સલાહે ચાલવું. ૧ કોરીં. ૬; ૧.
(૧૧) જગતની મોજમઝાનાં ઠેકાણામાં જવાને બદલે દેવળમાં જવું. હેબ્રી. ૧૦; ૨૫. ૧ પી. ૪; ૩, ૪.
(૧૨) ચોરી, જૂઠ, વ્યભિચારાદિ દુષ્ટતાથી દૂર રહેવું. ૧ કોરીં. ૬; ૯, ૧૦.
(૧૩) દેખાવના પોશાકને બદલે સાદો પોશાક પહેરવો. ૧ પીત. ૩; ૩.
(૧૪) દેખીતા સુધરેલા કરતાં દરિદ્રીની વધારે ચિંતા કરવી. યાકૂ. ૨; ૨–૪.
(૧૫) સર્વ પ્રકારની નાલાયકી અને મૂર્ખવાદોને તજવા. એફે. ૫; ૪.

## ૩. ખ્રીસ્તી જીવનમાર્ગ અથવા ખ્રીસ્તી જીંદગીનું બંધારણ કે તેનાં મૂળતત્ત્વો.

૧. **ખરા ખ્રીસ્તીઓ દેવનાં છોકરાં છે.** રૂમી. ૮; ૧૪. ૧ યો. ૨; ૬. જેમ દેહમાં છોકરાંને માબાપનો સ્વભાવ ને પ્રતિમા છે, તેમ આત્મામાં દેવનો સ્વભાવ અને પ્રતિમા ખ્રીસ્તીઓમાં સ્પષ્ટ દેખાવાં જોઇએ.

૨. **ખ્રીસ્તી માણસ કારભારી છે.** ૧ યોહા. ૪; ૨. લુક ૧૬; ૧-૧૩. માત્થી ૨૫; ૧૪-૩૦: ૬; ૨૬. જગત ને તેનું ભરપુરીપણું દેવનાં છે, અને ખ્રીસ્તી માણસ દેવની એ મિલ્કત ઉપર જગતની સેવા સારૂ માત્ર વ્યવસ્થા કરનાર અધિકારી છે.

૩. **ખ્રીસ્તી માણસ ઇસુના અવયવરૂપ છે.** કોલો. ૧; ૧૮. ૧ કોરીં. ૬; ૧૫. પ્રભુ ઇસુએ પોતાના શરીરનો કોઇ અવયવ ભુંડાઇનું હથિયાર થવા સારૂ વ્યર્થતાને સોંપ્યો નથી. તો ખ્રીસ્તમાં વસીને ખ્રીસ્તવિરોધી આચરણ કોઇથી કેમ કરાય!

૪. **મંડળી ખ્રીસ્તની કન્યા છે.** એફે. ૫; ૨૬, ૨૭. વહુ વરની અર્ધાંગના કહેવાય છે. કોઇ વરનું શરીર અર્ધું ધોળું ને અર્ધું કાળું હોઇ શકે નહિ. જે પ્રભુનો ભાવ તે ખ્રીસ્તીઓનો ભાવ હોવો જોઇએ, કેમકે કોઇ ખ્રીસ્તવિરોધીમાં તેનું જીવન રહેતું નથી.

૫. **ખ્રીસ્તી સમાજ દેવનું રાજ્ય છે,** યોહા. ૧૩; ૩૪, ૩૫. રૂમી. ૧૩; ૧૦: ૧૪; ૧૩. રાજ્યનો માણસ રાજધારાથી ઉલટો ચાલી શકે નહિ. પ્રભુની ઇચ્છા દુનિયા પર પ્રગટ કરવા સારૂ ખ્રીસ્તીઓ પ્રભુના પ્રતિનિધિઓ છે. તેઓનું મન તે પ્રભુનું મન હોવું જોઇએ.

૬. **હરેક ખ્રીસ્તી સૈનિક છે.** ૧ તીમો. ૬; ૧૨. ૨ તીમો. ૨; ૩, ૪. એફે. ૬; ૧૧-૧૮. સર્વ પ્રકારના જગતી ભાવ સામે પવિત્રાઇ અને શાંતિનું ધોરણ સ્થાપન કરવા સારૂ તરવારે નહિ,

પણ વર્તન વડે લડવાનું છે. યાદ રાખો કે જેવો તે છે, તે
તમે આ જગતમાં છો. ૧ યોહા. ૪ ; ૧૭.

૭. **હરેક ખ્રીસ્તી ખ્રીસ્ત જે વેલો છે તેની ડાળી છે**
યો. ૧૫ ; ૧–૧૦, ૧૬. મારામાંની હરેક ડાળી જેને પવિ
આત્માનું ફળ નથી આવતું, તેને મારો બાપ કાપી નાખશે
તમે જઈને ફળ આપો એ માટે મેં તમને નીમ્યા છે.

૮. **તમે જગતનું મીઠું છો.** માત્થી ૫ ; ૧૩. મીઠામાં સદા
મીઠાનો ગુણ જોઈએ. એ સ્વભાવ જગતમાંથી મળશે નહિ
પણ ઉપરથી મેળવીને જગતને મીઠાની ખોટ પુરી પાડવાની છે.

૯. **તમે જગતનું અજવાળું છો.** માત્થી ૫ ; ૧૪. અજવાળા
કામ સર્વ સારાપણામાં છે. દેવ અજવાળું છે. જે અજવાળા
ચાલે છે તે ઠોકર ખાતો નથી, કે ઠોકર ખવડાવતો નથી.

૧૦. **તમે દેવનું મંદિર છો ને દેવનો પવિત્ર આત્મા તમારા**
**વસે છે,** ૧ કોરીં. ૩ ; ૧૬ : ૬ ; ૧૯, ૨૦. એટલે વાતચીત
ને ચાલમાં શુદ્ધતા જોઈએ. માત્થી ૧૨ ; ૩૬. ૧ તીમો. ૪
૧૨. એફે. ૫ ; ૪, ૨૯. ધંધારોજગારમાં શુદ્ધતા જોઈએ
કોલો. ૩ ; ૧૭. જે કશાથી તારો ભાઈ ઠેસ ખાય કે નબ
થાય, એ ન કરવું તે તને ઘટારત છે. રૂમી. ૧૪ ; ૨૧. કેમ
ખ્રીસ્ત તથા બેલ્યાલને શો મેળાપ ! તેને પવિત્રાઈથી શણગારે
ગી. ૨૮ ; ૨. ૧ પી. ૩ ; ૩-૬. રૂમી. ૧૨ ; ૨. હું જીવું છું, પ
હું નહિ, મારામાં ખ્રીસ્ત જીવે છે, એ પાઉલનું કહેવું ખ્રીસ
વર્તનનો પાયો છે.

## પ્રકરણ ૩ જું.

# ફ્રીમેસન કે ગુપ્ત મંડળીઓ વિષે.

### ૧. ફ્રીમેસન કે ગુપ્ત મંડળીઓનું દર્શન.

આ જગતમાં બહુ બહુ જાતનાં મંડળો અને સમાજ બંધારણો છે. એમાં ભળતાં પહેલાં તેની પવિત્રતા, તેની ઉપયોગિતા, ને તેની વ્યાપકતા વિષે બહુ ચોકસ વિચાર કરવો જોઇએ. જે સમાજ જગજાહેર છે, જેનું કામ ખુલ્લે બારણે થાય છે, જેનો હેતુ સાર્વજનિક સેવા છે, જેના નીતિ-નિયમો સર્વમાન્ય છે, જેની પ્રવૃત્તિ પ્રગટ કરવા યોગ્ય છે, અને જેનું જીવન ઇશ્વરનો મહિમા છે, તેવા સમાજમાં ભળવાથી માણસ વધતું સારૂં દર્શન પામતો જાય છે, ને જગતને આશીર્વાદરૂપ થતો જાય છે, પણ કેટલાક સમાજ એવા નથી. તેઓ બહુ સંકુચિત, બહુજ ગુપ્ત, અને બહુજ ભયંકર હોય છે. તેમાં રહેવું, તેમાંથી નીકળવું, ને તેની વાતો બહાર પાડવી એ સર્વ જીવને જોખમે થાય છે. એવી મંડળી ફ્રીમેસન અને બીજી ગુપ્ત મંડળી ( Secret Societies ) છે.

આ મંડળીઓમાં હરકોઇ ધર્મનો માણસ દાખલ થઈ શકે છે, અને જીવને જોખમે મંડળીના કાયદા પાળવા પડે છે. તેમાંથી નીકળી જઇ શકાતું નથી, કે તેની વાતો પ્રગટ કરાતી નથી. જો કોઇ તેમ કરે તો સોસાઇટીવાળા તેને જાનથી મારી નાખે છે. આ મંડળીઓનો સર્વ કારભાર બંધબારણે થાય છે, ને પુરૂષ પોતાની સ્ત્રીને પણ તે મંડળીની વાત પ્રગટ કરી શકતો નથી, જેઓ તેમાં ભુલેચુકે સપડાયા હોય તે પોતાના મિત્રમંડળને તેમાં આવતાં રોકે છે, એ પરથી તેનાં ધોરણ વિષે તમે ખ્યાલ કરી શકશો, કે તે કેવાં અયોગ્ય હશે.

આવી મંડળીમાં પેઠા પછી પસ્તાવાજોગ પરિણામ લણીને કેટલાકે તે વાતો જીવને જોખમે બહાર પાડી છે. એવી કેટલીક ચોપડીઓ અંગ્રેજીમાં છે. એના પ્રગટકર્તાઓને આ લોકો નિર્દય રીતે મારી નાખે છે.

વિલ્યમ મોર્ગન નામે એક ગૃહસ્થને આવાજ ગુનાહને બદલે તેઓએ મારી નાખ્યો હતો. એને મારનારાએ મરતી વખતે કબુલ કર્યું હતું, કે મેં તેને સોસાઇટીની વાતો પ્રગટ કર્યાને લીધે નીઆગ્રાના ધોધમાં હડસેલી મેલ્યો હતો. પરંતુ સરકારે ઇનામ પ્રગટ કર્યા છતાંએ આ ખુની કદી પકડાયો ન હતો.

આ સોસાઇટીનો ઉપલક દેખાવ ધાર્મિક વલણનો અને એકબીજાને મદદરૂપ થવાનો છે, પરંતુ અંદર પેઠા પછી તેના સભાસદોને ખાતરી થાય છે કે તે તેવું નથી. તેઓને જે ફી ભરવી પડે છે તેનો જૂજ ભાગ તેના મરણ પછી તેનાં છોકરાં કે વિધવાને આપવામાં આવે છે, અને એમાં ધાર્મિકપણું તો છેજ નહિ, એ તેના લેવાતા સમ ઉપરથી નીચેના નમુનાથી માલમ પડશે.

આ સોસાઇટીમાં કેટલીક પદવીઓ છે. તેમાંની એક રોયલ આર્ચ ડીગ્રી છે. તે એમ. ઇ. મિશનના રેવ. જે. ડબલ્યુ જોન્સન જે ભોગજોગે આમાં સપડાયા હતા, તેમને આપતાં જાન્યુ. ૧૦ મી ૧૮૯૦ ને રોજ આ પ્રમાણે સમ ખવડાવ્યા હતા. "આ ડીગ્રીની આશા રાખતાં સોગન સાથે હું એવું વચન આપું છું કે, આ સોસાઇટીનો કોઇ પણ સભાસદ જ્યારે કાંઇ મુશ્કેલીમાં સપડાઇ જાય, ત્યારે તેનો વાંક હોય કે ન હોય, તો પણ મારી સર્વ શક્તિથી હું તેનો પક્ષ લઇશ, ને બનતી મદદ કરીશ. વળી હું ગંભીરતાથી સોગન સાથે વચન આપુ છું કે સોસાઇટીનું રહસ્ય જીવના જોખમે પણ પ્રગટ નહિ કરૂં, અને ઇરાદાપૂર્વક યા ખુશીથી જો હું પ્રતિજ્ઞા ભંગ કરૂં તો સોસાઇટી મારી ખોપરી ઉતરડી કાઢીને મારૂં ભેજું સૂર્યના તાપથી ખદખદવા દે, એ કરતાં કાંઇ ઓછી શિક્ષા નહિ પામવા સારૂ હું ગંભીર વચનથી બંધાઉં છું."

તેમની પદવી આપવાની રીત બહુજ વિચિત્ર છે. પદવીની દરેક ડીગ્રી સાથે પદવી લેનારની હિંમત અને આજ્ઞાંકિતપણાની કસોટી ખાતર અમુક અમુક સહનતાઓ છે. જેમ પદવી મોટી તેમ સહનતાની કસોટી પણ મોટી. આ સહનતામાં પુષ્કળ માણસો માર્યા જાય છે અને પુષ્કળ નુકસાનમાં આવી પડે છે. ઉપલાજ જોન્સન સાહેબનો બનાવ બહુજ

ભયાજનક છે. સમ ખવડાવ્યા પછી તેમને એક અંધારી કોટડીમાં લઇ ગયા. ત્યાં કેટલાક વિશ્વાસુ માણસો હાજર થયા. કોટડીની વચ્ચે ત્રણ પગથીઆંનું એક આસન હતું, તે પર જોન્સન સાહેબને ચઢવા કહ્યું. છેલ્લે પગથીએ ચઢયા પછી તેર ફુટ ઉંડું ભોંયરૂં હતું, તેમાં પડવા કહ્યું, પણ ત્યાં પડવાથી તે એવા તો ઘાયલ થયા કે ત્રીજે દિવસે તે મરણ પામ્યા. આ વાત છ અમલદારોના સહી સિક્કા સાથે પ્રગટ કરવામાં આવી હતી.

૧૨મી મે ૧૮૯૨ને રોજ એક એવા પદવીપાત્રને તેની લાયકી જોવા અગ્નિના દેખાવવાળા તળાવમાં કુદકો મારવાની ફરજ પાડી, તે ન છુટકે કુદ્યો. પણ અગ્નિના તળાવને ઠેકાણે ફરસબંદી હતી તે પર તે પડયો અને ત્રણ ઠેકાણેથી પગ ભાગી બેઠો. કેલીફોર્નિયામાં એક બીજો તેવી પદવી લેતાં પડતાંની સાથે મરણને શરણ થઇ ગયો હતો, કે જેનો કેસ કોર્ટે પણ ચઢયો હતો. એક માણસ વિષે એમ કહેવાય છે કે તે ૩૧મી પાયરી સુધી ચઢયો. જેમ ચઢતી પાયરી તેમ વિશેષ શિક્ષા કે સહનતા, કે જે પામનાર સિવાય બીજા જાણી શકેજ નહિ. તેને આ પાયરીમાં બીજી કસોટી ઉપરાંત એટલા બધા ફટકા મારવામાં આવ્યા કે આખરે પ્લાટફોર્મ ઉપરથી કુદીને બહાર નાસી ગયો. આવા વિચિત્ર હોદ્દા લોકો કેમ ભોગવતા હશે, તેની કલ્પના પણ ભારે પડે છે, છતાં આવી વાતો જનહિતની ખાતર કેટલાકે આત્મભોગ આપીને પ્રગટ કરી છે, કે ભુલેચુકે પણ તેમાં કોઇ ફસાઇ પડે નહિ.

આનું જોર આપણા દેશમાં વિશેષ નથી, છતાંએ લગભગ બધાં મોટાં શહેરોમાં તેની શાખાઓ છે. મુંબઇ, કલકત્તા, અમદાવાદ જેવાં શહેરો હિન્દુસ્તાનમાં બાકી રહ્યાં નથી. આપણી પાડોશે સુરતમાં પણ તેની શાખા છે, અને દરેક મહિને આ સોસાઇટીની એક બેઠક થાય છે. આમાં વિશેષ કરીને મોટા કહેવાતા લોકો વધારે સપડાય છે, અને ચોરની મા ઘડામાં મોં ઘાલીને રડે તેમ તેઓ પોતાનું જીવન પુરૂં કરે છે. આ વિષે વધુ જાણવા ચાહો તો અંગ્રેજીમાં "ફ્રીમેસનરી પર વ્યાખ્યાનો," જોન ક્વિન્સી આદમકૃત, "ફ્રીમેસનરી પર પ્રકાશ," ડેવિડબર્નાડકૃત, (કે જેમાંથી

ઉપલી સાક્ષી લીધી છે) "ગુપ્ત સોસાઇટીનો ભેદ, તેની પ્રકૃતિ વગેરે," સી. જી. ફેનીકૃત છે તે જોવાથી તેનું સંપૂર્ણ સ્વરૂપ સમજાશે.

આ લેખનો હેતુ તેનો ઇતિહાસ આપવાનો નથી; પણ તેમાં કોઇ ન સપડાય માટે સહજ ચેતવણી આપવાનો છે, કેમકે તેનું ધોરણ શાસ્ત્રશિક્ષણની વિરૂદ્ધ છે. પ્રભુ ઇસુએ કહ્યું છે કે, તમારૂં અજવાળું પ્રકાશવા દો. દીવો કરીને ઢાંકી મુકવાનો નથી, પણ એવે ઠેકાણે મુકવાનો છે કે જ્યાંથી સર્વેને પ્રકાશ મળે, જ્યારે આ સોસાઇટી પોતાનો દીવો ઢાંકી મૂકે છે, અને અજવાળામાં આવવા ચહાતી નથી. એનું કારણ પ્રભુ આપે છે કે પોતાનાં કામ ન વખોડાય માટે તે અજવાળા પાસે આવતો નથી, પણ જે સત્ય કરે છે, તે પોતાનાં કામ દેવથી કરાયાં છે એ પ્રગટ થાય માટે અજવાળામાં આવે છે (યોહા. ૩; ૨૦, ૨૧). કેવળ ગુપ્તતા એટલુંજ કારણ તેમાં ન ભળવા માટે પુરતું છે.

## ૨. આવી મંડળીઓમાં ખ્રીસ્તીઓએ શા માટે ભળવું નહિ.

### ૧. મંડળીએ જગિક સમાજોથી જુદાપણું રાખવાનું છે.

યોહા. ૧૭; ૧૫. ૧ પીત. ૨; ૯.

(૧) સંસારી મોજમઝામાં વિદેશીઓ સાથે સંબંધ ન રાખવો. યાકૂ. ૪; ૪.

(૨) નીતિ બાબને વિધર્મીઓના અધિકારને આધીન થવું નહિ. ૨ કોરીં. ૬; ૧૪-૧૮.

(૩) ખ્રીસ્તી નીતિ વિરૂદ્ધની લોકમત–નીતિમાં ભાગ લેવો નહિ. યોહા. ૧૪; ૬.

(૪) ખ્રીસ્ત તરફની વફાદારીનું ઉલ્લંઘન થાય એવાં વચનોથી બંધાવું નહિ. માત્થી ૬; ૨૪. કોલો. ૧; ૧૮.

(૫) કુટુંબ કે ખ્રીસ્તી મંડળીની પરવા કરે નહિ એવી સભા સાથે સંબંધ રાખવો નહિ. એફે. ૫; ૨૫-૩૩. માત્થી ૧૬; ૨૩.

### ૨. ગુપ્ત મંડળીની વિરૂદ્ધ થવું જોઇએ.

(૧) તેઓના સોગન ખ્રીસ્તી વર્તણુકની વિરૂદ્ધ છે. રૂમી. ૧૨; ૯, ૧૭.

(૨) સમ ખાવા તે ખ્રીસ્તની આજ્ઞા વિરૂદ્ધ છે. માત્થી ૫; ૩૪.

(૩) તેઓના સોગન અને તેની શિક્ષા ખ્રીસ્તીને ન છાજે તેવાં છે. ગલા. ૬; ૧, ૨.

(૪) સમાજની વાતો ગુપ્ત રાખવા વચનથી બંધાઇને અપરાધ કરવા પડે છે.

(૫) ગુપ્તતા એ અંધકારનાં કામોમાંનું એક છે. ૨ કોરીં. ૨; ૧૧. એફે. ૫; ૮-૧૩.

### ૩. આ સમાજની ગુપ્તતાની વિરૂદ્ધ થવું જોઇએ.

(૧) ગુપ્તતા એ ખ્રીસ્ત વિરૂદ્ધ છે. માત્થી ૫; ૧૫, ૧૬.

(૨) ગુપ્તતાનો હેતુ ખરાબ છે. ૧ કોરીં. ૯; ૧૬. એફે. ૫; ૧૧, ૧૨.

(૩) ગુપ્તતાનો ચાલુ અભ્યાસ નુકસાનકારક છે. કોલો. ૧; ૧૮.

(૪) ગુપ્તતાને લીધેજ તેમનું ખોટાપણું નક્કી થાય છે. યો. ૩; ૨૦, ૨૧. ૧ થેસ્સા. ૫; ૫.

(૫) ગુપ્તતા પ્રિયજનોમાં વિયોગ કરાવે છે. યો. ૧૮; ૨૦.

**૪. સુવાર્તાના ધોરણ કરતાં વર્તનમાં હલકું ધોરણ દાખલ કરવું નહિ.**

(૧) તેઓ પોતાના સભાસદો ઉપરજ ઉપકાર કરે છે. ગલા. ૬; ૧૦. રૂમી. ૧૨; ૨૦.

(૨) તેમનો પરોપકાર રાજીખુશીથી નહિ, પણ નિયમ પ્રમાણે થાય છે. ૧ કોરીં. ૯; ૧૬: ૧૩; ૩.

(૩) તેઓ પોતાનું ભરેલું પાછું મેળવવા આતુર રહે છે. લુક ૬; ૩૫.

(૪) અરસપરસ ભલું કરવું એજ તેમનું ધોરણ છે. લુક ૬; ૩૪, ૩૫.

(૫) તેઓનો પરોપકાર પ્રભુને નામે નથી. માત્થી ૧૦; ૪૨. કોલો. ૩; ૧૭.

**નોંધ**—તેઓ પોતાના સમાજનું ભલું કરે તેમાં કશો વાંધો નથી, પરંતુ તેમના પરોપકારને નીતિનું ધોરણ નથી. સભાસદો ચાલમાં ગમે તેવા ભ્રષ્ટ હોય, તોયે તેની પરવા કર્યા વગર તેઓ માત્ર પોતાના નિયમનેજ વળગી રહે છે.

**૫. તેઓ ખોટાં ધર્મબંધારણો મનાવે છે, તે માનવાં યોગ્ય નથી.**

(૧) તેઓ વેદી રાખે છે, પણ ખ્રીસ્તની નહિ.

(૨) તેઓ પ્રાર્થના કરે છે, પણ ખ્રીસ્તી રીતે નહિ.

(૩) તેઓ બધાં ધર્મશાસ્ત્રો વાપરે છે, પણ કેવળ સમ ખવરાવવાજ.

(૪) તેઓ ધર્મની ક્રિયાઓ કે ચિન્હો વાપરે છે, પણ તેમાં ઈશ્વરનો મહિમા નથી.

(૫) તેઓ દફનક્રિયા પાળે છે, પણ પુનરૂત્થાનની એક આશાનું બંધારણ નથી. સૌને પોતાનો મત હોય છે.

## પ્રકરણ ૪ થું.

# ભાઇઓની મંડળીની ઉત્પત્તિ અને પ્રકૃતિ.

### ૧. મંડળીની ઉત્પત્તિ વિષે.

લુથરના સુધારા પછી જર્મની ધાર્મિક પ્રવૃત્તિઓનું કેંદ્રસ્થાન બની રહ્યું, અને લગભગ હજારેક વરસના ગાળામાં તો પ્રોટેસ્ટંટ અને કેથોલિક મંડળીઓ એક બીજાની હરીફ બની રહી. પ્રોટેસ્ટંટ મંડળીમાંએ અનેક મતમતાંતરો ઉત્પન્ન થયા, અને એક બીજાને ખમી પણ ન શકે એવું તેમનું બંધારણ થઇ રહ્યું. પરિણામ એ આવ્યું કે યુરોપ વિગ્રહનું સ્થાન બન્યું, ને ૧૬૧૮થી ૧૬૪૮ સુધીના ત્રીસ વરસના કાયમ ઝગડાએ હ્રાઇન નદીની ખીણને લડાઇનું મેદાન બનાવ્યું.

આખરે ઇ. સ. ૧૬૪૮ની સાલમાં બેઉ પક્ષે થાકીને વેસ્ટફાલિયાની સંધિ કરી. આ સંધિથી ધાર્મિક ઝગડાઓનો અંત આવ્યો, અને લુથરની તથા કાલ્વિનની અને ઝ્વિંગ્લીની મંડળીઓ પોતપોતાના મતોમાં સ્થિર થઇ. પરંતુ સ્વસ્થ થયા પછી ઘણી વાર બગાડો પેસે છે, તેમ આ મંડળીઓને પણ થયું.

આ વખતે બીજી પણ કેટલીક મંડળીઓ (જેવી કે જર્મન બાપ્તિસ્ટ ચર્ચ) હતી, કે જે એમ માનતી કે, 'ધર્મની બાબતમાં દબાણ ન હોવું જોઇએ;' (no exercise of force in religion) પણ સત્ય શોધવાની અને તે જડયા પર પાળવાની સ્વાભાવિક છુટ એ હરેકનો જન્મ-સિદ્ધ હક્ક છે, તે પર કોઇએ તરાપ મારવી નહિ. વળી પોતાની ઇચ્છા ન હોય, છતાંએ કોઇને મંડળીમાં દાખલ કરવો (બાળબાપ્તિસ્મા), કાયદાથી સમ ખવડાવવા, યુદ્ધથી હક મેળવવા, મંડળીએ નક્કી કરેલા મતોજ પાળવા, વગેરે વાતો ખરી મંડળીને શોભતી નથી. આથી જો કે આવી માન્યતાવાળાઓને બહુ બહુ સહન કરવું પડયું, પરંતુ તેથી કાંઇ તેમણે નમતું મૂક્યું નહિ.

વળી મોકળાપણાનો જેમ ઘણી વખતે દુરૂપયોગ થાય છે, તેમ આ મંડળીઓમાં પણ થયું, ને સ્વચ્છંદ પેસતો ગયો. મંડળીનું સાદું પવિત્ર જીવન તજીને જગતના વીતી જનારા ડોળ તરફ ઘણાનું ધ્યાન ખેંચાયું; અને જેમ આજે થાય છે તેમ બહારના સુધરેલા ગણાતા લોકોના જેવા દેખાવાના કે હોવાના સ્વાભાવિક પરીક્ષણમાં ઘણા પડ્યા. એટલે જગતે મંડળી પાસેથી શીખવું જોઇએ, તેને બદલે મંડળી જગત પાસેથી શીખવા લાગી.

આ જોઇને કેટલાક ધર્મચુસ્ત લોકોનો આત્મા બળી ઉઠ્યો, અને એક બાજુએ જેમ સ્વચ્છંદ પેસતો ગયો, તેમ બીજી બાજુએ તેમણે શાસ્ત્રનું વધુ મનન અને અધ્યયન કરવા માંડયું. જીવનનું જે સાદું અને પવિત્ર ધોરણ શાસ્ત્રમાં જોયું, તે વ્યવહારમાં મુકતાજ ગયા, અને બીજાઓ પણ એજ ધોરણે ચાલે એવો પોકાર અને પ્રયત્ન ખૂબ આસ્થાથી કરતાજ ગયા. તેમણે પોતાના જીવનને પ્રાર્થનિક જીવન બનાવ્યું, અને સતાવણી-માંએ શાંતિ તજી નહિ.

આનું પરિણામ એ આવ્યું કે ઘણા લોકોમાં જાગૃતિ ઉત્પન્ન થઇ, અને તેમની સંખ્યા વધવા લાગી. આ જોઇને મંડળીના બીજા ભાઇઓએ આવું સાધુ જીવન ગાળનારા ભાઇઓને ખૂબ સતાવવા અને ખીજવવા માંડ્યા. તેમને તેઓએ '**પાઇટિસ્ટ**' એટલે ધાર્મિક જીવન ગાળનારા એવું નામ ખીજવણી ખાતર આપ્યું. આમ મતમતાંતર હોવા છતાંએ તેઓ કાંઇ નવો સંપ્રદાય પાડવા ચહાતા નહોતા, પરંતુ જીવનનો પાયો શાસ્ત્રના ધોરણેજ રચવા અને રાખવા ચહાતા હતા; પણ તે બીજાઓને રૂચ્યું નહિ. 'આપણા સંપ્રદાયો કરતાં દેવના ઠરાવને વધારે માન આપવું જોઇએ' એવા તેમના દૃઢ નિશ્ચયની બધાને ખાતરી થઇ ગઇ હવે તેઓ ડગાવ્યા ડગે એમ નથી, એ પણ લોકોએ જાણ્યું; એટલે તેમને પડતા મુકવાને બદલે ખાસ સતાવવા લાગ્યા. હવે તેઓને તેમની વચ્ચે રહેવું ભારે થઇ પડયું, એટલે ત્યાંથી નીકળી નાઠા. એક ઠેકાણે સતાવણીને કારણે ન રહી શકે, તો બીજે ઠેકાણે નાસી ગયા. એમ નાસતાં છતાંએ વધારે દૃઢ થયા, પણ કાંઇ ઢીલા પડ્યા નહિ. આખરે વિસર અને હાઇન નદીઓની વચ્ચેના વિકનસાઇટ પ્રાંતના સ્વાર્ટસીનાઉ નામે ગામનો કાઉંટ હેનરી નામે મુખી

હતો, જે આવાજ ધાર્મિક વલણનો હતો, તેણે તેમને પોતાની હદમાં આશ્રય આપ્યો.

આવા લોકોમાં જેકબ ફિલિપ, સ્પેનર, હેર્મન ફ્રાંકે, હોકમેન, આલેકઝાંડર મેક વગેરે પ્રખ્યાત ધર્મપિતૃઓ હતા. તેઓએ કોઇ પણ મંડળીનું ધારાધોરણ કે વિશ્વાસનામું સ્વીકારવાને બદલે શાસ્ત્રનેજ ધોરણ રાખ્યું, ને નવા કરારને વિશ્વાસનામું ગણ્યું. તેઓ બહુજ કાળજીથી તે વાંચતા, ને પોતાના સ્વીકારેલા ધોરણમાં શાસ્ત્ર જેમ પ્રકાશ પાડે તેમ ફેરફાર પણ કરતા. એમ તેઓ નમ્રતા, પ્રેમ, પવિત્રાઇ ને શાંતિ તથા સાદાઇને ધોરણે વધતા ને ખીલતા ગયા.

જર્મનીમાં લુથરની મંડળી તે સરકારી મંડળી ગણાતી ને ગણાય છે પણ, તે મંડળીના આ બધા લોકો હતા. બહુ ધીરજ રાખ્યા છતાંએ પણ તે મંડળીને આ લોકો જ્યારે નજ ખમી શક્યા, ત્યારે તેઓએ આ મંડળીથી છુટા પડીને આવા સરખા વિચારોવાળા લોકોની જુદી મંડળી સ્થાપવાનો ઠરાવ કર્યો.

૧૭૦૮ માં લાંબી મુદતના શાસ્ત્રાભ્યાસ અને પ્રાર્થના પછી એક રમણીય સવારે તેઓ આલેકઝાંડર મેકના ઘેર ભેગા થયા, અને બાપ્તિસ્મા માટે આઠ માણસો સંખ્યાબંધ સાક્ષીઓ ( જોનારાની ) વચ્ચે એડર નદીએ ગયા. ત્યાં ઘુંટણ ટેકવીને પ્રાર્થના કર્યા પછી એક જણે શાસ્ત્રપ્રમાણુ પ્રમાણે આલેકઝાંડર મેકનું બાપ્તિસ્મા કર્યું, અને ત્યાર પછી આલેકઝાંડરે બીજા સાતનું બાપ્તિસ્મા કર્યું. એમ પ્રથમ આઠ માણસો બાપ્તિસ્મા પામ્યાં, ને તેઓએ નવી મંડળીની સ્થાપના કરી, આલેકઝાંડર મેકને પોતાનો પ્રથમ પાળક નીમ્યો.

આલેકઝાંડર મેક ખ્રીસ્તનો બહાદુર સૈનિક હતો ખરો, પરંતુ તેણે મંડળી સ્થાપનારા તરીકે કદી દાવો કર્યો નથી, કે તેવી વર્તણુક બતાવી નથી. તેઓ સઘળા '**ભાઇઓ**' થઇને, અને ભાઇઓ રહીને સઘળી સેવા અને સઘળો વ્યવહાર ચલાવતા હતા.

આ ભાઇઓએ ખ્રીસ્તને પગલે ચાલવાનું નક્કી કર્યું, અને તેના શબ્દોને પોતાના વિશ્વાસ અને વર્તનનું ધોરણ ગણ્યું. તેમનો ચેપ બહુજ ઝડપથી લોકોમાં ફેલાયો, અને સંખ્યાબંધ લોકો તેમની સાથે જોડાયા.

એક બાજુ આ થવા લાગ્યું, એટલે બીજી બાજુ સતાવણી પણ શરૂ થઇ. તોપણ મેક અને બીજા ભાઇઓએ બહુજ આસ્થા, હોંસ અને હિંમતથી સુવાર્તા પ્રગટ કરવા માંડી. એમ તેઓ જર્મનીના પશ્ચિમ ભાગમાં ફરી વળ્યા. ૧૭૧૫ માં તેઓ ફરતા ફરતા હોલાંડમાં ગયા. અહીં વિલ્યમ પેન નામે પ્રખ્યાત માણુસ હતો તેની મુલાકાત થઇ. તેણે આ લોકોનું કહેવું, માનવું અને વર્તવું સારી પેઠે જાણી લીધું. તે વખતે વિલ્યમ પેનને નવી દુનિયામાંના પોતાના એક વિભાગની ખીલવણી માટે બહુજ હોંસ હતી. તેથી તેણે આ ભાઇઓને કહ્યું કે, જો તમે અમેરિકા આવીને પેન્સલવેનીયા પ્રાંતમાં રહેશો, તો હું તમને ત્યાં આશ્રો આપીશ. આ લોકો સતાવણીથી કાયર થતા હતા, તેથી તેમણે એક બાજુ રહીને પોતાનું જીવન ગાળવાનો આ સારો લાગ ગણ્યો, ને આ નોતરૂં સ્વીકાર્યું.

૧૭૧૯ માં તેઓએ નવી દુનિયામાં જવાનો ઠરાવ કર્યો. આ વખતે હોલાંડના ક્રિફેલ્ટ શહેરમાં આ ભાઇઓની જે સંખ્યા હતી, તેમના પર પીતર બેકર પાળક હતો. તેની આગેવાની નીચે વીસ કુટુંબો અમેરિકા ગયાં, અને ત્યાર પછી બે અઠવાડિયાંની અંદર આ મત માનનારી લગભગ આખી મંડળી અમેરિકાના ફિલાડેલ્ફીઆમાં જઇ જર્મનટાઉનમાં વસી.

કાઉંટ હેનરીના મરણ સુધી મેક જર્મનીમાં રહ્યો, ને ત્યાં હજી મંડળી વધતી ગઇ. એમ મેક જર્મનીમાં ને પીતર બેકર અમેરિકામાં આગેવાન હતા. પછી મેક પોતે પણ ૩૦ કુટુંબો લઇને ૧૭૧૯ માં ફિલાડેલ્ફીઆ ગયા અને ત્યાંની ફેલાતી જતી મંડળીના બિશપ તરીકે કામ કર્યું.

૧૭૨૩ ની નાતાલ એ અમેરિકામાં તેમને માટે પ્રખ્યાત નાતાલ હતી, કેમકે ત્યાંનાં કેટલાંક માણુસો બાપ્તિસ્મા પામીને આ મંડળીમાં ઉમેરાયાં, ને અમેરિકામાં મંડળીની સ્થાપના થઇ.

એમ ભાઇઓની મંડળીએ જર્મનીમાંથી નીકળીને પોતાનું થાણું અમેરિકામાં કર્યું, અને ત્યાંથી આસપાસના પ્રાંતોમાં ફેલાતાં, ને વૃદ્ધિ પામતાં સુવાર્તાપ્રસારની સેવાને અર્થે બીજા દેશોમાં પણ મિશનેરીઓ મોકલવાની સેવા અત્યાર સુધી ચાલુ રાખી છે.

## ૨. મંડળીની પ્રકૃતિ.

૧. **પરહેજગારી.** સર્વ વસ્તુઓ યોગ્ય સ્થાને સારી અને શુદ્ધ છે, પરંતુ તેની અયોગ્ય વપરાશમાં તે અશુદ્ધ અને અહિતકર તથા ત્યાગવા યોગ્ય બને છે. દુનિયાને અનુભવથી માલૂમ પડ્યું છે કે દારૂ, તાડી, ભાંગ, ગાંજો, અફીણ, કોકેન, તમાકુ વગેરે સર્વ પ્રકારની કેફી ચીજો વ્યાવહારિક વપરાશને માટે કેવળ નુકસાનકારકજ છે. નૈતિક, આર્થિક, વ્યાવહારિક, માનસિક કે આત્મિક સર્વ બાબતે તે ખરાબીજ કરે છે. એટલા માટે ભાઇઓની મંડળી શરૂઆતથી તેવાં વાનાંની વપરાશ વિરૂદ્ધ રહે છે, અને તે ચાહે છે કે તેના સભાસદો એવાં વાનાં વાપરે નહિ, કે તેનો વેપાર પણ કરે યા કરાવે નહિ; ને તેની પ્રવૃત્તિને ઉત્તેજન પણ આપે નહિ. કારણ કે—

(૧) તેઓ દેહના વિષયો વિરૂદ્ધ કશા ઉપયોગનાં નથી. કોલો. ૨ ; ૨૩.
(૨) જેથી કોઇ ભાઇ ઠોકર ખાય કે નબળો થાય, એ ન કરવું આપણને ઘટારત છે. રૂમી. ૧૪; ૨૧. ૧ કોરીં. ૮; ૯.
(૩) આપણું શરીર તથા આત્મા તથા પ્રાણ નિર્દોષ ને સંપૂર્ણ રાખવાનાં છે. ૧ થેસ્સા. ૫ ; ૨૩.
(૪) આપણું શરીર દેવનું મંદિર છે, ને તેનો નાશ કરનાર અપરાધ કરે છે. ૧ કોરીં. ૩; ૧૬ : ૬; ૨૦.
(૫) કેફી પીણાં ન પીવાની શાસ્ત્ર આજ્ઞા કરે છે. એફે. ૫; ૧૮. નીતિ. ૨૩; ૨૯, ૩૦.
(૬) તેના વાપરનારા તન, મન, ધન, અંતઃકરણ, આત્મા, સર્વની ખુવારી વેઠે છે. નીતિ. ૨૦; ૧. માંથી ૨૪; ૪૯, ૫૦.
(૭) આપણે અજવાળાના છીએ, માટે બીજાઓના જેવા ઉંઘીએ નહિ. ૧ થેસ્સા. ૫; ૫, ૬. એ વાતો વિષે એક બીજાને શિખવો ને સુબોધ કરો. ૧ થેસ્સા. ૫ ; ૧૧. તેથીજ

દુનિયામાં સૌથી જુનામાં જુનું પરહેજગાર મંડળ તે ભાઇઓની મંડળી છે.

૨. **લડાઇ કે રાજકીય ઝગડા.** પ્રભુના દાસે લડાઈ કરવી નહિ, એવું શાસ્ત્રશિક્ષણ અને ખ્રીસ્તી તેડાનું રહસ્ય છે. માટે ભાઇઓની મંડળી અસલથીજ રાજકીય વિગ્રહોમાં ભાગ લેતી નથી. તેની આ પ્રકૃતિ અને નિશ્ચયાત્મક સમજથી તેને બહુજ વેઠવું પડયું. સભાસદોને જુલમથી ભાગ લેવડાવા માંડયો, પરંતુ તેવા સર્વ કસોટીના પ્રસંગોથી મંડળી કાંઇ ડગી નહિ. તેથી આખરે અમેરિકન સરકારે ભાઇઓની મંડળીને અને એવાજ મત માનનારી બીજી મંડળીઓને વિગ્રહથી મુક્ત રહેવાની પરવાનગી આપી. આમ લડાઇથી મુક્ત રહેવા છતાં બંને પક્ષના ઘવાએલાઓની સારવાર મંડળીવાળા ખુશીથી કરે છે. શાસ્ત્ર કહે છે કે—

(૧) તે પૃથ્વીના છેડા સુધી લડાઇઓ બંધ કરે છે. ગીત. ૪૬ ; ૯. યશા. ૨ ; ૪.

(૨) પ્રેમ, સમાધાન અને બીજાનું હિત એ ખ્રીસ્તી જીવનનું દર્શન છે. ફિલિ. ૨ ; ૧–૫.

(૩) તારી તરવાર તારા મ્યાનમાં ઘાલ. આપણું મલ્લયુદ્ધ રક્ત કે માંસની સામે નથી. માત્થી ૨૬ ; ૫૨. એફે. ૬ ; ૧૨.

(૪) ભુંડાની સામે ન થાઓ, પણ ભલાઇથી ભુંડું જીતો. માત્થી ૫ ; ૩૯. રૂમી. ૧૨ ; ૨૧.

(૫) વૈરીઓ પર પ્રેમ કરો, ને બદલો વાળશો નહિ. રૂમી. ૧૨ ; ૧૯–૨૧. માત્થી ૫ ; ૪૪.

(૬) ખુન કરવું નહિ, કેમકે કોઇ મનુષ્યઘાતકમાં જીવન રહેતું નથી. માત્થી ૫ ; ૨૧–૨૪. ૧ યો. ૩ ; ૧૫.

(૭) સઘળાંની સાથે શાંતિને ધોરણે ચાલો. હેબ્રી. ૧૨ ; ૧૪. રૂમી. ૧૨ ; ૧૮.

૩. **સમ ખાવા વિષે.** પ્રભુ ઇસુએ કેટલાંક વાનાં ઉપર આંગળી મુકીને મના કરી છે, તેમાંની એક બાબત તે સમ છે. કોર્ટમાં કે કોર્ટ બહાર વ્યવહારમાં કંઇ પણ સમ ન ખાવા સખત મનાઇ છે. એનો અર્થ એ છે કે, આપણી વાણી સર્વદા સત્ય, સ્થિર, અને સંસ્થાપનકારક હોવી જોઇએ. વાંચો :—

(૧) તું કંઇજ સમ ન ખા. માત્થી ૫ ; ૩૪–૩૭. યાકૂ. ૫ ; ૧૨.

(૨) તમારૂં બોલવું સર્વદા સત્યજ હોય. હા તે હા, ને ના તે ના. માત્થી ૫ ; ૩૭.

(૩) તમારા મુખમાંથી કાંઇ મલિન વાત નહિ, પણ અગત્યના સુધારાની હોય તેજ નીકળે, કે જેથી સાંભળનારાને કૃપા પ્રાપ્ત થાય. એફે. ૪ ; ૨૯. મા. ૧૨ ; ૩૩–૩૭.

(૪) તમને સમ ખાવાનો અધિકાર નથી. મા. ૫; ૩૬: ૨૩, ૧૬–૨૨.

(૫) હરેક બોલેલા શબ્દનો જવાબ આપવો પડશે. મા. ૫ ; ૩૬, ૩૭.

૪. **ફરિયાદ કરવા વિષે.** દેખીતી રીતે કદાચ આ ખોટું નથી, પરંતુ એકબીજાને ખમવાનું શાસ્ત્રશિક્ષણ ધ્યાનમાં લઇએ, તો કદાચ ફરિયાદ કરવાનું માંડી વાળવાનું મન થાય. મંડળીને હંમેશાં ઉત્તમ આદર્શજ ધ્યાનમાં રાખવાનો હોય છે, એ જોતાં ભાઇ વિરૂદ્ધ કોર્ટે ચઢવું એ અણઘટતું છે. જુઓ શાસ્ત્રનું ધોરણ શું છે તે —

(૧) ભાઇ પર ફરિયાદ કરવા કરતાં સહન કરવું સારૂં છે. ૧ કોરીં. ૬ ; ૬, ૭.

(૨) ભાઇએ ભાઇને પ્રેમથી મેળવી લેવો જોઇએ. મા. ૫ ; ૨૩, ૨૪. રૂમી. ૧૩ ; ૧૦.

(૩) એક બીજાને માફ કરો. માત્થી ૧૮ ; ૨૧–૩૫. માર્ક ૧૧ ; ૨૫, ૨૬.

(૪) તમારો મુકરદમો મંડળીને સોંપો. મા. ૧૮ ; ૨૭. ૧ કોરીં. ૬; ૪.

(૫) જે ભુંડો તેની સામે ન થાઓ. મા. ૫ ; ૩૯–૪૨.

યાદ રાખો કે કોર્ટ હમેશાં અદલ ન્યાય આપતી નથી. તે તો સાક્ષીઓની વાતને આધારે ફેંસલો આપે છે, જે ઘણી વેળા જુઠો પણ હોય છે, અને વખતની, આબરૂની, શાંતિની અને પૈસાની ખુઆરી અમથીજ વેઠવી પડે છે. તે કરતાં સર્વસમર્થને પોતાનો મુકરદમો સોંપી દેવો, એ હમેશાં ઇચ્છવા યોગ્ય છે. વાંચો, ગી. ૨૨ ; ૮ : ૩૭ ; ૫.

૫. **પહેરવેશમાં સાદાઇ.** તમે પોતાના નથી ; પણ તમારૂં શરીર ખંડી લેવાએલું દેવનું મંદિર છે. તેને પવિત્રાઇની શોભાથી શણગારવાનું છે. જગતના વીતી જનારા ડોળ પ્રમાણે આપણે સર્વ મતના પવનથી હાલવાનું નથી. એટલા માટે હમેશાં સાદો, શોભનો ને વિવેકભર્યો પોશાક પહેરવો જોઇએ. ફેશન પ્રમાણે નહિ, પણ અગત્ય પ્રમાણે પહેરવું. ઘરેણાં શોભાને માટે જરૂરનાં નથી, અને શરીરસંરક્ષણ માટે નકામાં છે, એવી ચોકસ સમજ ભાઇઓની મંડળી રાખે છે ; તેથી તે પોતાના સભાસદોને ફેશન અને ઘરેણાંથી સદા દૂર રાખવા ચાહે છે. જે પવિત્ર અને હિંમતવાન સાદાં પુરૂષ સ્ત્રીઓએ પોતાનું દમન કર્યું છે, તેમની એ શુદ્ધ ભાવનાથી મંડળી અત્યાર સુધી સાદાઇ રાખતી આવી છે. જે માણસ મંડળીને ઠોકરનું કારણ થાય છે, તે મંડળીને આગળ વધારવાને બદલે એક પગલું પાછળ હઠાવે છે.

પ્રભુ કહે છે કે મારા લોકોના માર્ગમાંથી હરેક ઠેસ તથા ઠોકર ખવાડનારી વસ્તુ ઉઠાવી લો ( યશા. ૫૭ : ૧૩ ). આ જાણ્યા પછી કયો ખ્રીસ્તી માણસ મંડળીનું ઉત્તમ ધોરણ ઢીલું કરવાની હિંમત કરશે ? અને જે મંડળીને પ્રભુએ પોતાના લોહીથી ખરીદી તેનો નાશ તે પોતાને રાજી કરવાથી કરશે ?

જુઓ શાસ્ત્ર શું કહે છે :—

(૧) વસ્ત્ર શરીરની અગત્ય સારૂ છે, શોભા સારૂ નહિ. માત્થી ૬ ; ૨૮–૩૨. ૧ તીમો. ૬ ; ૮.

(૨) જેઓ દૈહિક છે તે દેહનાં વાનાં પર ચિત્ત લગાડે છે, પણ આત્મિક ઉપરનાં વાનાં શોધે છે. રૂમી. ૮ ; ૫. કોલો. ૩ ; ૨.

(૩) સોનારૂપાથી નહિ, પણ સુકૃત્યથી પોતાને શણગારો. ૧ તીમો. ૨ ; ૯, ૧૦.

(૪) તમારો શણગાર બહારનો નહિ, પણ અંદરનો થાય. ૧ પીત. ૩ ; ૨–૫.

(૫) તમે આ જગતનું રૂપ ન ધરો, પણ પરમરૂપમાં બદલાઓ. રૂમી. ૧૨ ; ૨.

(૬) દેહનો લોભ, આંખનો લોભ ને જીવનનો અહંકાર તે બાપથી નથી, પણ જગતથી છે. ૧ યોહા. ૨ ; ૧૬.

(૭) દેવની મંડળીને ઠોકર ખવાડનાર નહિ, પણ સાચવનાર તથા પાળનાર થાઓ. ૧ કોરીં. ૧૦ ; ૨૩, ૨૪. યો. ૨૧ ; ૧૫, ૧૬.

મેથોડિસ્ટ મંડળીના સ્થાપક જોન વેસ્લીએ મરવા અગાઉ આજીજી કરીને મંડળીને કહ્યું હતું કે, “ જો તમને મારે માટે કાંઇ પણ માનની લાગણી હોય, તો તમે સઘળાં માથાથી પગ સુધી સાદા, સસતા અને શોભતા પોશાકથી વેષ્ટિત રહીને મારી આંખોને તૃપ્ત કરો. દેવને પસંદ કરનાર કોઇ માણસ ફેશનમાં તણાતો નથી.” એવીજ રીતે હરેક મંડળીના ધર્મપિતૃઓએ પોતાનો નકાર કરીને મંડળીને સર્વ જાતનાં વ્યર્થ વાનાંઓથી ને જગતના ભુંસાથી દૂર રાખી છે. જો તેઓએ વિલાસી ધોરણ સ્વીકાર્યું હોત, તો આજે મંડળીની શી દશા હોત! તો જેઓએ દેહની ઇચ્છાઓને મારીને મંડળીને તમારા હાથમાં શુદ્ધ અને નિર્મળ સોંપી છે, તેનું તમે એવીજ રીતે પાલન નહિ કરો શું? તમારા ઓઢવાપહેરવાથી કદાચ તમે નુકસાનમાં નહિ ઉતરો, પણ જે વગર સમજે તમારૂં અનુકરણ કરશે, તે જરૂર માર્યો જશે. માટે તેમની ખાતર તમે સાદાઇ રાખો.

૬. **જુગાર.** એ સર્વ દુર્ગુણનું મૂળ છે, એટલે અનીતિ, આળસ, જુઠાઇ, ઠગાઇ ને સર્વ જાતનું અન્યાયીપણું તેની સેવામાં છે. એટલે મંડળીના કોઇ સભાસદે તેની પડખે ઉભા રહેવું નહિ. તેનો સઘળો કારભાર અંધખારણે થાય છે, એથીજ તેની નાલાયકી સિદ્ધ થાય છે.

ગમતની ખાતર પાનાં રમવાં કે વગર શરતે પૈસે રમવું, એવા સાદા પાયા પરથી શરૂ થઇને તે ભયંકર રૂપ લે છે. મેં એટલે સુધી સાંભળ્યું છે કે, જુગારીઓ પોતાની સ્ત્રીઓને હોડમાં મુકી હારી ગયા છે! જે સાર્વજનિક સદ્‌ગુણનો વિષય નથી, તેથી પરદેશી કે પ્રવાસી જેવા થવું જોઇએ. ૧ પી. ૨; ૧૧, ૧૨. ગમતની ખાતર પણ પાનાં જેવી રમતો રમવી તે કોઇ નિર્દોષ જોનારાને ઠોકરનું કારણ થઇ પડે છે, એ હમેશાં પાનાં રમનારાઓએ યાદ રાખવું. કોલો. ૩; ૧૭. ફિલિ. ૩; ૧૭-૧૯.

તમે કદાચ આડે માર્ગે જઇને પરીક્ષણમાં નહિ પડો એ ખરી વાત, પણ તમને જે ધારીને જુએ છે, તે તમારો નમુનો લેશે અને રમશે; પણ જે સાવચેતી તમે રાખી, તે કદાચ તે નહિ રાખી શકે, અને બીજા અણસમજુ રમનારાઓની સંગતમાં સપડાઇ જઇને વખતે જુગારી પણ બનશે. એમ તેની પડતીનું કારણ તમારી નિર્દોષ રમત થશે. માટે જેની પાછળ સલામતી નથી તેવાં વાનાંથી દૂર રહેવું, અને પોતાને ખુશી ન કરવા, એ તમ જ્ઞાની ખ્રીસ્તીઓની ફરજ છે. રૂમી. ૧૫; ૧. જે કશાથી તારો ભાઇ ઠોકર ખાય, એ ન કરવું તને ઘટારત છે. રૂમી. ૧૪; ૨૧.

૧. **ભાઇપણું.** "**તમે સઘળા ભાઇઓ છો,** અને એક જે આકાશમાં છે તે તમારો બાપ છે." માત્થી ૨૩; ૮. આ વાત શબ્દમાં નહિ પણ સંબંધમાં રહે, એવી ઇચ્છાથી તે પ્રભુ

ઇસુએ શિષ્યોને કહી. એ કેવળ તેમને આપેલી આજ્ઞાજ નથી, પરંતુ એમાં ખુદ પોતાનો આનંદ છે, કે જે એક ખાસ પ્રસંગે બતાવતાં પ્રભુએ મરિયમને કહ્યું કે, "જઇને મારા ભાઇઓને ખબર આપ." યોહા. ૨૦ ; ૧૭.

૨. **વળી ખ્રીસ્તી મંડળીમાં ઉંચ નીચ કે ગોરાકાળાનો ભેદ નથી ;** પરંતુ સર્વ નવું માણસપણું પહેરનારાઓ એક સરખા છે ( કોલો. ૩ ; ૧૦, ૧૧ ). એ બતાવવા સારૂજ લખ્યું છે કે, "તે તેઓને ભાઇ કહેવાને ન લાજતાં કહે છે કે, હું તારૂં નામ ભાઇઓને પ્રગટ કરીશ." હેબ્રી. ૨ ; ૧૧. આમાં ભાઇપણાના સંબંધની મીઠાશ અને અગત્યનો કેવો સુંદર ચિતાર છે ! ગૌરવી દેવપુત્ર જે સર્વનો અધિકારી અને ધણી છે, તે જ્યારે ક્ષુદ્ર મનુષ્યપુત્રને 'ભાઇ' કહીને સંબોધે, ત્યારે કયું માણસ પોતાના સાથીને ભાઇ કહેવા કે માનવાને લજવાશે ?

૩. **ભાઇપણાની અમૂલ્ય કિંમત છે.** એ સમજાવવાને તે બીજી રીતે કહે છે કે, મેં તમને દાસ નહિ, પણ મિત્ર કહ્યા છે (યોહા. ૧૫ ; ૧૫), ને છેલ્લે કહે છે કે, જે મારો તથા તમારો બાપ તેની પાસે હું ચઢી જાઉં છું, માટે જા, મારા ભાઇઓને ખબર આપ. (યોહા. ૨૦ ; ૧૭). એટલે જેમ શિષ્યોએ પ્રભુને ઓળખ્યો, તેમ તેમને તેમનું ખરૂં સ્વરૂપ પ્રભુએ કહી દીધું.

૪. **ભાઈપણાનું મૂળ અને તેનો અર્થ.** આ સમજાવવા સારૂ કહ્યું છે કે, તેણે તમને અવિનાશી બીજથી જન્માવ્યા છે (૧ પી. ૧ ; ૨૧), અને જેટલા દેવના આત્માથી દોરાય છે, તેટલા દેવના દીકરા છે ( રૂમી. ૮ ; ૧૪ ). અહીં સમાનતાની અને કુટુંબભાવનાની કેવી સરસ સત્યતા બતાવી છે !

૫. **મંડળીમાં ભાઇપણાની સ્થાપના પ્રભુ ઇસુએ કરી છે.** માત્થી ૨૩ ; ૮. રૂમી. ૮ ; ૧૪, ૧૭. યોહા. ૧ ; ૧૨. દેવ આપણો બાપ છે, અને વિશ્વાસીઓ તેના દીકરા તથા વારસ

છે, એ નવો સિદ્ધાંત તેણે બતાવ્યો અને વ્યવહારમાં મુક્યો. તે યહુદીઓને અપરિચિત અને અણગમતું હતું. યો. ૫ ; ૧૮. પરંતુ તેનું રહસ્ય સમજ્યા પછી શિષ્યોએ તેનો પ્રયોગ બહુજ છુટથી કર્યો છે. જેમકે—દેવ આપણા બાપથી તમને કૃપા તથા શાંતિ થાઓ. ૧ કોરીં. ૧ ; ૩. ભાઇઓ તમને સલામ કહે છે. ફિલિ. ૪ ; ૨૧. પવિત્ર ભાઇઓને વાંચી સંભળાવજો, ૧ થેસ્સા. ૫ ; ૨૭. તેને પોતાના ભાઇઓના જેવા થવું જોઇતું હતું. હેબ્રી. ૨ ; ૧૭. હજી તમારા ભાઇઓ તમારી પેઠે માર્યા જવાના છે. પ્રકટી. ૬ ; ૧૧. આવા અનેક પ્રયોગોથી ખ્રીસ્તીઓએ રાખવાનો સંબંધ સારી પેઠે સમજાવ્યો છે, ને બળવત્તર કર્યો છે. એ માટે મંડળીના બંધારણમાં ભાઇપણાનો સંબંધ જીવતો અને જાગતો રાખવાનો ચાલુ પ્રયોગ બહુજ લાભદાયક છે, ને પ્રભુની ઇચ્છા પ્રમાણે છે. એટલે '**ભાઇઓ**' કહેવાવું એ ઉત્તેજનદાયક છે. એમાં હરેકને પોતાની જવાબદારી અને સંબંધક સ્થિતિ નિરંતર યાદ રહે, અને જો કે કોઇ ઉપરી હોય, તોપે તે અધિકારીજ નહિ, પણ જવાબદાર વડીલ ભાઈ કે સેવા કરનાર સાથી બંધુ છે એમ જાણે. મિત્ર સર્વ સમયે પ્રીતિ રાખે છે, પણ ભાઇ પડતી દશાને માટે જન્મ્યો છે. નીતિ. ૧૭ ; ૧૭. માત્થી ૨૩ ; ૧૦. ગલ. ૬ ; ૧૦. માત્થી ૧૮ ; ૧–૨૦.

પ્રકરણ ૫મું.

# બાપ્તિસ્મા સંબંધી શાસ્ત્રશિક્ષણ અને ઇતિહાસ.

જુદી જુદી મંડળીના ઘણા લોકોએ મને ઘણીવાર બાપ્તિસ્મા વિષે પ્રશ્ન પૂછ્યા, અને ઘણા જણે એવી ભલામણ કરી, કે બાપ્તિસ્મા જેવા સંસ્કાર સંબંધી શાસ્ત્રનું શિક્ષણ અને જુનો ઇતિહાસ પ્રગટ કરવામાં આવે તો બહુ સારૂં. આમ કરવાનું મને ઘણીવાર મન થયું, પરંતુ તે જુદી જુદી માન્યતાનો વિષય હોવાથી તેને છંછેડવાનું જાણીજોઇને પડતું મૂક્યું. પરંતુ આ માગણી હજુએ કાયમ સંભળાતી હોવાથી મેં ધાર્યું કે જો આ સંસ્કારનું અસલ સ્વરૂપ શું હતું, એ આપણે જાણીએ તો એ સર્વ અંશે યોગ્યજ છે. એમ સમજીને તે વિષે કંઇક ઉપલક ચિતાર આપવા ધાર્યો છે.

## ૧. બાપ્તિસ્માની અગત્ય.

પ્રભુ ઇસુના અગ્રગામી યોહાનની ધર્મસેવા બાપ્તિસ્માથી શરૂ થઇ એટલી બધી પ્રતિષ્ટિત થઇ ગઇ હતી, કે તેનું નામ યોહાન બાપ્તિસ્મા કરનાર એવું પડ્યું. ફરોશીઓ અને સાદુકીઓ જેવા પણ તેનાથી બાપ્તિસ્મા પામવા સારૂ આવતા. જે કોઇ પસ્તાવો કરતા આવતા, તે સર્વને તે બાપ્તિસ્મા આપતો, અને એમ કરીને ઇસુને સારૂ મંડળીનો માર્ગ તૈયાર કરતો ( માત્થી ૩ જો અધ્યાય ).

પ્રભુ ઇસુએ નીકોદેમસ સાથે વાત કરતાં તેને પાણીથી તથા આત્માથી જન્મ પામવાની અગત્ય દેખાડી હતી. નવો જન્મ પામવાની વાત કરતાં કરતાં જ્યારે નીકોદેમસે ખુલાસો પૂછ્યો, ત્યારે તરત પ્રભુએ '**પાણી**' શબ્દ ઉમેરી તેનાથી પણ જન્મવું એવું કહ્યું. એમ આકાશનું રાજ્ય સ્થાપન કરનાર આ બે મહાન વ્યક્તિઓએ બાપ્તિસ્મા પામવાની ખાસ અગત્ય સમજાવી હતી, ને તે પાળી તથા પળાવી હતી. એ જોતાં તેની અગત્ય વિષે તર્કવિતર્ક કરવાનો કશો સંભવજ રહેતો નથી. એ વિષે ટુંકમાં બીજા શાસ્ત્રાધાર જુઓ.

(૧) **'બાપ્તિસ્મા' એ શબ્દ નવા કરારમાં ૬૯ વખત આવે છે.** આ બતાવે છે કે તે એક અગત્યનો વિષય છે.

(૨) **બાપ્તિસ્માનો અધિકાર દેવથી અપાયો છે.** યોહાન ૧ ; ૩૩. યોહાન કહે છે કે, "જેણે મને પાણીથી બાપ્તિસ્મા કરવા મોકલ્યો," એ જોતાં દેવે આ સંસ્કાર આપ્યો છે, એવું સહેજે સમજાય છે.

(૩) **પ્રભુ ઇસુએ પોતે નમુનો આપ્યો.** માત્થી ૩ ; ૧૫. યોહાનથી તે પોતે બાપ્તિસ્મા પામ્યો, એ માટે કે તે રાજ્યના બંધારણને અપવાદનો નમુનો ન થાય.

(૪) **પ્રભુ ઇસુએ નીકોદેમસને બાપ્તિસ્મા પામવાનું જણાવ્યું.** યોહાન ૩ ; ૫. જો કોઇ પાણીથી તથા આત્માથી જન્મ્યું ન હોય તો આકાશનું રાજ્ય જોઇ શકતું નથી.

(૫) **પ્રભુ ઇસુના છેલ્લા મોટા હુકમમાં બાપ્તિસ્મા આપવાની આજ્ઞા છે.** માત્થી ૨૮ ; ૧૯. જાઓ, બાપ્તિસ્મા આપો તથા શિખવો.

(૬) **વિશ્વાસ કરનાર તથા બાપ્તિસ્મા લેનાર તારણ પામશે.** માર્ક ૧૬ ; ૧૬.

(૭) **પચાસમે દિવસે પીતરે લોકોને પસ્તાવો કરવાનું તથા બાપ્તિસ્મા લેવાનું સમજાવ્યું હતું.** પ્રે. કૃ. ૨ ; ૩૭, ૩૮. ખ્રીસ્તના સ્વીકારનું એજ પહેલું પગથીઉં છે.

(૮) **દરોગાને પાઉલે રાત્રે બાપ્તિસ્મા આપેલું.** પ્રે. કૃ. ૧૬ ; ૩૩.

(૯) **અનાન્યાએ પાઉલને બાપ્તિસ્મા લેવા સમજાવેલો.** પ્રે. કૃ. ૯ ; ૧૮ : ૨૨ ; ૧૬. તેને કહેલું કે, ઉઠ, તેના નામની પ્રાર્થના કર, બાપ્તિસ્મા લે, ને તારાં પાપ ધોઇ નાખ.

(૧૦) **પોતાના બાપ્તિસ્માથી અસંતોષી માણસોએ ફરી બાપ્તિસ્મા લીધેલું.** પ્રે. કૃ. ૧૯ ; ૫.

ખોજાને સુવાર્તા સમજાવવા સારૂ પવિત્ર આત્માએ ફીલીપને ચમત્કારિક રીતે વાપર્યો. એ બીનામાં પાણીના બાપ્તિસ્માની અગત્ય વિષે જો ફીલીપે તેને સમજાવ્યું ન હોય, તો ખોજો એમ કહી શકેજ નહિ, કે "જો આ પાણી રહ્યું, મારે બાપ્તિસ્મા પામવાને શો અટકાવ છે?" આ બીના બતાવે છે કે પવિત્ર આત્માએ ખોજાના તારણની અને બાપ્તિસ્માની સગવડ કરી આપી, ને બાપ્તિસ્મા થયું કે તરતજ તેને ઉપાડી લીધો.

આ અને આવી બીજી ઘણી વાતો પરથી આપણે જોઇ શકીશું, કે બાપ્તિસ્મા એ ખ્રીસ્તી ધર્મની પાયારૂપી વાત છે. બાપ્તિસ્મા વગર ચલાવી લેવાય અને ખ્રીસ્તી રહેવાય એવો સિદ્ધાંત કોઈ સ્થળે આપણને મળતો નથી.

**પ્રશ્ન ૧.** કોઇ પણ સંજોગમાં બાપ્તિસ્મા વગર ચલાવી લેવાય કે કેમ? જો ન ચલાવી લેવાય, તો વધસ્તંભ પરના ચોરનો સ્વીકાર પ્રભુએ કરેલો તેનો શો અર્થ છે?

**જવાબ**–વધસ્તંભ પરથી ઉતરી આવીને ખ્રીસ્તી જીવન ગાળવાનો લાગ જેને મળે એમ ન હોય, તેવા વિશ્વાસ કરનારાઓને દેવ સ્વીકારે છે કેમકે હરેક માણસનો ન્યાય તેને મળેલા લાગ તથા હૃદયના ભાવ પ્રમાણે દેવ ઠરાવે છે. મંદવાડ કે આકસ્મિક મરણ સંજોગોનો સમાવેશ એમાં થઇ શકે. પરંતુ જેને જીવનનો લાગ મળે તેણે બાપ્તિસ્મા લેવું જોઇએ.

**પ્રશ્ન ૨.** નાતજાતના સંજોગોને લીધે બાપ્તિસ્મા ન લે, ને વિશ્વાસ માત્ર કરે તો ચાલે કે કેમ?

**જવાબ**–હરેક સાચો વિશ્વાસ કરનાર આજ્ઞા પાળનાર પણ છે, લુક ૬; ૪૬. યો. ૧૫; ૧૦. ૧ યો. ૨; ૪. એટલે તેવો તો બાપ્તિસ્મા લેશેજ. સતાવણી કરતાં સત્ય વધારે પ્રિય હોવું જોઇએ.

## ૨. જુના કરારના જમાનામાં બાપ્તિસ્માનાં ચિહ્નો.

**(૧) નુહનું વહાણ**–૧ પીતર ૩; ૨૦, ૨૧. અહીં પીતર એવો ખુલાસો કરે છે, કે જેઓએ વિશ્વાસ કર્યો, તેઓ વહાણમાં પેઠાં. અને જેઓ વહાણમાં પેઠાં તેઓનેજ પાણીએ તાર્યાં. એટલે એ પાણી બાપ્તિસ્માની

ઉપમારૂપ તારનાર પાણી હતું. એજ બાપ્તિસ્માનું પાણી આજે પણ વિશ્વાસ કરનારાઓને તારે છે.

**(૨) લાલ સમુદ્ર ઓળંગવો**-૧ કોરીં. ૧૦; ૧, ૨, અહીં પાઉલ એવો ખુલાસો કરે છે, કે ઇસ્રાએલના પિતૃઓ લાલ સમુદ્રમાં થઇને ગયા, ત્યારે આજુબાજુ પાણી અને ઉપર પણ મેઘ એટલે પાણી હતું. તેમાં થઇને તેઓ પાર ઉતર્યા. એટલે તેઓ સમુદ્રમાં ને મેઘમાં બાપ્તિસ્મા પામીને બહાર નીકળ્યા, એટલે તેમની ચારે બાજુએ પાણી હતું.

**(૩) સુનત કરવી તે**-કોલો. ૨; ૧૧-૧૩. અહીં પાઉલ આ બાબતે પણ એવું પ્રગટ કરે છે, કે જેમ સુનતમાં દેહનું પાપી અંગ ઉતારતા, તેમ બાપ્તિસ્માએ કરીને જુનાપણું ઉતારી તેને દાટી દઇ નવાપણામાં જીવન પામવા ખ્રીસ્તની સાથે ઉઠાડાયા છો.

**(૪) યજ્ઞ પહેલાં યાજકોનું નહાવું.** લેવી. ૧૬. હેબ્રી. ૧૦; ૨૨. અહીં કહે છે કે જેમ યાજકો નહાતા હતા, તેમ આપણે પણ દુષ્ટ અંતઃકરણથી છુટવા સારૂ નિર્મળ પાણીથી શરીર ધોઇને ખરા હૃદયથી અને વિશ્વાસના પુરા નિશ્ચયપણામાં સન્નિધ જઇએ.

**(૫) યહુદીઓનું બાપ્તિસ્મા**—ડુબકી મારીને સ્નાન કરવું એ ધર્મવિધિ યહુદીઓમાં પ્રથમથીજ ચાલતો હતો (નિર્ગ. ૩૦; ૨૦. લેવી. ૧૬; ૫. ૨ રાજા. ૫; ૧૦, ૧૪) જ્યાં સુધી યરૂશાલેમના મંદિરનો નાશ ન થયો ત્યાં સુધી એ કેવળ સ્નાનજ હતું. એ નિયમશાસ્ત્રમાં ઠેર ઠેર માલમ પડે છે. મંદિરનો નાશ થયા પછી, તેઓ યજ્ઞત્યાગ કરી શક્યા નહિ; છતાંએ પાપનું પ્રાયશ્ચિત્ત તો કરવું જોઇએ. એથી ગુલામીના એ જમાનામાં તેમણે બાપ્તિસ્માનો સંપ્રદાય શરૂ કર્યો હોય એવું જુનો ઇતિહાસ કહે છે.

વળી એ પ્રદેશમાં જે લોક સાથે તેઓ રહ્યા, ત્યાંના જાહેર વિરોધ કે અણુગમા જેવાં કારણોને લઇને તેઓ સુનત પણ કરી શક્યા નહિ. એ કારણથી ગુલામીના પ્રદેશમાં તેમણે બાપ્તિસ્માની રીત (સ્નાનથી શુદ્ધિકરણ) શરૂ કરેલી એવું આપણે પુરાતન ઇતિહાસમાં જોઇએ છીએ. જે વિષેની સાક્ષી બાઇબલ એનસાઇક્લોપીડીયા જેવાં પુસ્તકો આપે છે.

એના પુરાવામાં આપણને નવો કરાર પોતે પણ સારી સાક્ષી આપે છે. જેમકે યોહાનને પુછેલો સવાલ. ( ૧ ) "જો તું તે ખ્રીસ્ત નથી કે એલીયાહ નથી, તો બાપ્તિસ્મા કેમ આપે છે?" આ દેખાડે છે કે બાપ્તિસ્માના વિધિથી તેઓ વાકેફ હતા. ( ૨ ) માત્થી ૨૩ ; ૧૫ સંબંધી ઇથીઓપી લખાણમાં એવું લખેલું છે કે "બાપ્તિસ્મા આપીને શિષ્ય કરવા સારૂ સમુદ્ર તથા પૃથ્વી ફરી વળો છો." આ દેખાડે છે કે શિષ્યો કરવા સારૂ બાપ્તિસ્માનો વિધિ પ્રભુ ઇસુના આવ્યા અગાઉ ચાલતો હતો. ( ૩ ) યોહાને બાપ્તિસ્મા કરવા માંડયું ત્યારે "સર્વ લોક, ફરોશીઓ, અને સાદુકીઓ સુદ્ધાં બાપ્તિસ્મા સારૂ તેની પાસે આવતા ( માત્થી ૩ ; ૫-૭ ). આ વેળા કોઇએ એવો વાંધો ઉઠાવ્યો નથી, કે તું આ શું કરે છે. પણ શા માટે કરે છે એ પૂછયું. એ પણ બતાવે છે કે લોકમાં બાપ્તિસ્મા પ્રચલિત હતું. ( ૪ ) પ્રભુ ઇસુનો પ્રશ્ન. "યોહાનનું બાપ્તિસ્મા ક્યાંથી હતું?" આ સવાલ સૂચવે છે કે લોક બાપ્તિસ્મા વિષે સારી પેઠે સમજતા. આ સઘળું જોતાં સહેજે એવું દેખાઇ આવે છે કે યહુદીઓમાં બાપ્તિસ્માનો વિધિ ઇ. સ. પૂર્વે શરૂ થએલો હતો, ને તેઓને તે વિષે સમજ હતી.

**( ૬ ) વિદેશીઓનું બાપ્તિસ્મા**—કોઇપણ વિધર્મી યહુદી થાય, ત્યારે તેની સુનત કરતા. પછી ઘા રૂઝ્યે તે બાપ્તિસ્મા લઇને શુદ્ધ થતો. એમ વિદેશીઓનું શુદ્ધિકરણ ડુબકીથી કરાતું. એ રીત યોહાન બાપ્તિસ્મીના વખત સુધી હતી એમ સૌ કોઇ કબુલ કરે છે.

**( ૭ ) યોહાનનું બાપ્તિસ્મા**—ઇસુના પ્રગટ થયા પહેલાં યોહાને સૌ કોઇને પસ્તાવાનું બાપ્તિસ્મા આપવાનું શરૂ કર્યું, પછી તે હોય વિધર્મી કે પછી યહુદી. સૌ કોઇને યોહાને પોકારીને કહ્યું કે, પસ્તાવો કરો, ને બાપ્તિસ્મા પામો. અને એનો બોધ સાંભળીને ફરોશીઓ સાદુકીઓ જેવા પણ પોતાનાં પાપ કબુલ કરીને તેનાથી યરદન નદીમાં બાપ્તિસ્મા પામ્યા. આ સઘળી વાતો પરથી આપણને એવું સ્પષ્ટ થાય છે, કે જેમ જેમ વખત જતો ગયો, તેમ તેમ બાપ્તિસ્માનો વિધિ વધારે ખુલ્લો અને પ્રચલિત થતો ગયો, અને યોહાનના જમાનામાં તો એ વિષે સઘળા લોકો સારી પડે સમજતા હતા.

## ૩. બાપ્તિસ્માનો હેતુ.

પહેલાજ બાપ્તિસ્માની સાથે એવી નોંધ આપેલી છે કે, "પોતાનાં પાપ કબુલ કરીને યરદન નદીમાં તેનાથી બાપ્તિસ્મા પામ્યા." માત્થી ૩ ; ૬. આ અને ત્યાર પછીની સઘળી બાપ્તિસ્માની નોંધો તપાસતાં બાપ્તિસ્માનો હેતુ નીચે પ્રમાણે સ્પષ્ટ કરાયો છે.

(૧) **પાપની માફીને સારૂ**—પ્રે. કૃ. ૨ ; ૩૮. અહીં પ્રેરિતે કહ્યું કે તમે બાપ્તિસ્મા લો કે તમારાં પાપ નિવારણ થાય તથા પવિત્ર આત્માનું દાન પામો.

(૨) **તારણ પામવા સારૂ**—માર્ક ૧૬ ; ૧૬. જે વિશ્વાસ કરશે, તથા બાપ્તિસ્મા લેશે, તે તારણ પામશે, એ પ્રભુના શબ્દો હતા.

(૩) **પાપ ધોઇ નાખવા સારૂ**—પ્રે. કૃ. ૨૨ : ૧૬. પાઉલને કહેવામાં આવેલું કે, ઉઠ, બાપ્તિસ્મા લે, અને તારાં પાપ ધોઇ નાખ.

(૪) **નવા જીવનમાં ચાલવા સારૂ**—રૂમી. ૬ ; ૪. અહીં મરણમાં દટાવું તથા ઉત્થાન પામીને નવા જીવનમાં ચાલવું એની ઉપમારૂપ બાપ્તિસ્મા ગણ્યું છે.

(૫) **દેહનો મેલ કાઢવા નહિ, પણ સારા અંતઃકરણથી દેવને ઉત્તર આપવા સારૂ**—૧ પી. ૩ ; ૨૧. દેવને માન્ય થવા સારૂ એવો ખુલાસો અહીં બાપ્તિસ્માનો છે.

(૬) **બાપ્તિસ્મા એ પુનર્જન્મનું સ્નાન છે**—તીત. ૩ ; ૫. યો. ૩ ; ૧-૧૧. પુનર્જન્મનું સ્નાન એ આત્માના નવીનકરણ સાથે જોડાએલું છે.

(૭) **દુષ્ટ અંતઃકરણથી છુટવા સારૂ**—હેબ્રી. ૧૦ ; ૨૨. દુષ્ટ અંતઃકરણથી છુટવા સારૂ નિર્મળ પાણીથી શરીર ધોઇને પુરા હૃદયથી ને ખરી ખાતરીથી દેવ પાસે જવું એ માર્ગ સૂચવ્યો છે.

(૮) **પાપીને દેવ સાથે મિલાપ કરાવવા સારૂ**—યો. ૩ ; ૨૨-૨૭. શુદ્ધિકરણની આ ક્રિયા યોહાન તથા પ્રભુ ઇસુ બેઉ કરતા, ને પાપીઓનો પ્રભુમાં સ્વીકાર કરતા.

(૯) **સંબંધ બદલવા સારૂ**—રૂમી. ૬ ; ૧-૧૧. પહેલાં શેતાનના સંબંધી હતા, તે બદલતા બાપ્તિસ્માથી દટાયા, ને દેવના થવા સારૂ ખ્રીસ્તમાં ઉત્થાન પામ્યા.

(૧૦) **દેવના રાજ્યમાં પ્રવેશ પામવા સારૂ**—યો. ૩ ; ૫. પાણીથી તથા આત્માથી જન્મ પામવો, એ દેવના રાજ્યમાં પ્રવેશ પામવાની શરત છે.

આ અને આના જેવા બીજા અનેક શાસ્ત્રના આધારો અને ફકરાઓ જોઇએ, તો બાપ્તિસ્માનો શો અર્થ છે તે બહુજ ખુલ્લો સમજી શકીશું. પાપીને દેવના ન્યાયે મરણ ભોગવવાનું છે, ને, મરણ પામેલાને દાટવાનું છે, તે બાપ્તિસ્માની પાણીરૂપી કબરમાં પૂરૂં થાય છે. એ કબરમાંથી ખ્રીસ્ત તેને ઉઠાડે છે. એટલે પાણીમાંથી બહાર આવેલો જુનાપણામાંથી નીકળી જઇને નવા સંબંધમાં દેવ સાથે પવિત્રાઇમાં જીવવા સારૂ ઉત્થાન પામેલો છે. એમ તે દુષ્ટતાથી છુટી જઇને દેવના સ્વભાવનો ભાગીદાર થાય છે. એફે. ૨ ; ૧-૭.

## ૪. બાપ્તિસ્મા કોણ લઇ શકે ?

( ૧ ) **જે પસ્તાવો કરી શકે** અને **પાપ કબુલ કરે** તથા **મારી ચાહે તેઓ બાપ્તિસ્મા લેતાં**, એવી નોંધ યોહાનના બાપ્તિસ્મા સાથે આપેલી છે. માત્થી ૩ ; ૫-૧૧.

( ૨ ) **જે ( ઇસુ પર ) વિશ્વાસ કરે છે, તે બાપ્તિસ્મા લે,** એવો અધિકારયુક્ત હુકમ પ્રભુ ઇસુએ શિષ્યોને આપ્યો હતો. માર્ક ૧૬ ; ૧૬. માત્થી ૨૮ ; ૧૯.

( ૩ ) **જેઓએ પ્રભુ ઇસુને પોતાના તારનાર તરીકે કબુલ કર્યો તેઓએ બાપ્તિસ્મા લીધેલું** એવી નોંધ પ્રેરિતોનાં કૃત્યો અને પત્રોમાં છે. પ્રે. કૃ. ૨ ; ૩૭, ૩૮, ૪૧ : ૮ ; ૧૨, ૧૩ : ૧૦ ; ૪૪, ૪૭ : ૮ ; ૨૬-૩૮.

( ૪ ) **જે દેવ તરફ સીધું અંતઃકરણ રાખવા ચાહે છે તે બાપ્તિસ્મા લે,** એવી નોંધ પીતર આપે છે. ૧ પી. ૩ ; ૨૧.

( ૫ ) **જે બાપ્તિસ્માની અગત્ય સમજે છે ને દેવનો ઇરાદો પૂર્ણ કરવા ચાહે છે તે લે,** એવું બયાન પ્રભુ ઇસુએ બાપ્તિસ્મા લીધેલું તેની સાથે છે. માત્થી ૩ ; ૧૩–૧૭, એટલે સર્વ જેઓ બાપ્તિસ્માની અગત્ય સમજ્યા, જેઓએ પોતાને પાપી માન્યા, જેઓને પોતાનાં પાપની લાગણી થઇ, જેઓએ તારનાર તરીકે પ્રભુ ઇસુનો સ્વીકાર કર્યો, જેઓ તારણ માટે દેવનો ઇરાદો સમજ્યા, તેઓએજ બાપ્તિસ્મા લીધેલું છે, એવું આપણે શાસ્ત્રમાં વાંચીએ છીએ.

**પ્રશ્ન ૧—ધાવણાં બાળકો બાપ્તિસ્મા લઇ શકે કે નહિ?**

**જવાબ—**શાસ્ત્રમાં બાળબાપ્તિસ્માની નોંધ કોઇ ઠેકાણે આપેલી નથી, તેમ બાપ્તિસ્મા માટેની ઉપલી શરતો બાળકોમાં પૂરી પણ થતી નથી, માટે તે બીનજરૂરી છે.

**પ્રશ્ન ૨—બાપ્તિસ્મા વગર બાળક મરી જાય તેનું કેમ?**

**જવાબ—**પ્રભુ ઇસુએ કહ્યું કે જો તમે ફરો નહિ, અને બાળકોના જેવા થાઓ નહિ, તો આકાશના રાજ્યમાં તમે નહિજ પેસશો. માત્થી ૧૮ ; ૩. માર્ક ૧૦ ; ૧૩–૧૬. આ દેખાડે છે કે બાળક નિર્દોષ છે, અને બાળકના જેવું દીન મન મોટાં માણસનું થાય નહિ, ત્યાં સુધી તેઓ આકાશના રાજ્યનાં અધિકારી નથી.

પ્રભુ ઇસુએ કહ્યું કે, " બાળકોને મારી પાસે આવવા દો, તેઓને વારો મા, કેમકે આકાશનું રાજ્ય એવાંઓનું છે. " આ શબ્દો કહ્યા પછી તેમને બાથમાં લીધાં ; પરંતુ તેમને બાપ્તિસ્મા આપ્યું કે અપાવ્યું નથી. પણ તેમની નિર્દોષતાને લીધે તેમને આશીર્વાદ આપ્યો છે, ને તેમનાં વખાણ કર્યાં છે. એથી તો બાપ્તિસ્મા પામેલા–પામનારાઓને ઉલટું બાળકના જેવા થવાનું કહ્યું છે.

વળી ઇસુએ પાપની અને પાપના દુખની ખંડણી ભરીને જગતને પાપના શ્રાપથી છોડાવી લીધું છે, એટલે જુનો પરંપરાનો દુખ હવે તેમને શ્રાપના બંધનમાં રાખી શકતો નથી. યો. ૧ ; ૨૯. ગલ. ૪ ; ૪, ૫. એફે. ૪ ; ૮.

હરેક માણસ પોતાનાં કરેલાં પાપનો જવાબદાર છે. હઝ. ૧૮ ; ૪. જે બાળકે પાપ જાણ્યું નથી, તેને હવે પાપના છુટકાનો ઉપાય લેવાની જરૂર પણ નથી.

**પ્રશ્ન ૩**—મંડળીઓમાં બાળકોનું બાપ્તિસ્મા ક્યારે ને શાથી પેઠું ?

**જવાબ**—બાઈબલ એનસાઇક્લોપીડીયા કહે છે કે બીજા સૈકાની આખરે બાળકોને બાપ્તિસ્મા આપ્યાના બનાવો બનતા હતા. (તેર્તલીયન, જસ્ટીન માર્ટર વગેરે ધર્મપિતૃઓની સાક્ષીઓ.)

યહુદીઓ આઠમે દહાડે નરબાળકની સુનત કરતા, તે રિવાજ ખ્રીસ્તી થનારા યહુદી કુટુંબોમાંએ ચુસ્ત રીતે પળાતો હતો. સુનત કરેલો છોકરો યહુદી છે, તેમ બાપ્તિસ્મા લીધેલો ખ્રીસ્તી છે, એ તો સ્વાભાવિક હતું. આથી યહુદીઓમાં સવાલ એ ઉઠ્યો હશે કે સુનતને વખતેજ તેને ખ્રીસ્તી સંસ્કાર પણ કેમ ન આપવો, જેમ તે સુનત વખતે અજ્ઞાત છે તેમ ભલે બાપ્તિસ્મા વખતેએ હોય. એમ બાળકોની સુનતમાંથી આ સવાલ ઉભો થઇને હૈયાતિ ભોગવતો લાગે છે.

## ૫. બાપ્તિસ્મા ક્યાં અને કેવી રીતે લઇ શકાય ?

(૧) **ડુબકી મારી શકાય એવા ઘણા પાણીમાં બાપ્તિસ્મા લેવાની રીત હતી.** માત્થી ૩ ; ૫, ૬. યોહા. ૩ ; ૨૩. યોહાન એનોનમાં બાપ્તિસ્મા કરતો હતો, કેમકે ત્યાં પાણી ઘણું હતું. માર્ક ૧ ; ૯, ૧૦. પ્રે. કૃ. ૮ ; ૩૮, ૩૯. કોલો. ૨ ; ૧૨. તીત. ૩ ; ૫. અસલ મંડળીમાં ડુબકી મારીને બાપ્તિસ્મા લેવાની રીત શરૂઆતથીજ હતી, એવું શાસ્ત્ર અને તમામ મંડળી-ઓના ઇતિહાસ કબુલ કરે છે. ઈ. સ. ૧૩૫૫ સુધી તમામ મંડળીઓમાં એજ રીત ચાલતી હતી, અને ઈંગ્લાંડમાં ૧૬૦૦ સુધી એમ ચાલ્યું. (જુઓ ડૉ. શાફનો મંડળીનો ઇતિહાસ પુસ્તક ૧ લું પૃષ્ટ ૪૬૮) (વધુ ઇતિહાસ પાછળ છે.)

(૨) **'બાપ્તિસ્મા' શબ્દનો અર્થ ડુબકી મારવી એવો થાય છે.** ગ્રીકમાં Baptizo (બાપ્ટિઝો) શબ્દ છે.

(૩) બાપ્ટિઝ્મો કે **બાપ્તિસ્મા શબ્દનો તરજુમો તમામ ભાષામાં 'ડુબાડવું'** એવો કર્યો છે.

(૪) **છાંટવા, રેડવા કે ધોવા માટે કોઇ ઠેકાણે બાપ્તિસ્મા શબ્દ વપરાયો કે વપરાતો નથી.**

(૫) **જેની ઉપમા બાપ્તિસ્મા છે તેનો હેતુ ડુબાડવામાંજ પૂરો થાય છે.** રૂમી. ૬ ; ૧-૧૧.
(જુઓ આઇ. પી. મિશનના મ્હે. સ્ટીલ સાહેબે રચેલો રૂમીઓને પત્રનો આ અધ્યાયનો ખુલાસો).

(૬) **બાપ્તિસ્માની આ રીત વિષે અસલ મંડળીના લોકોને પૂરી સમજ હતી.** બાપ્તિસ્માના અર્થ વિષે તેઓ ઓછું વધતું સમજતા, પણ રીત વિષે વાંધો ન હતો.

(૭) **નવા કરારમાં એજ રીત વગર બદલાણે ચાલુ રહી હતી.**

(૮) **પ્રેરિતો પછીના લેખોમાં ડુબકી મારીને બાપ્તિસ્મા આપવું કે અપાતું એમ છે.**

(૯) **હાલના શાસ્ત્રાભ્યાસીઓ તમામ કબુલ કરે છે કે એજ રીત આગળ હતી.**

(૧૦) **પ્રેરિતોના જમાના પછી બીજી રીતોએ જગા લીધી છે.**

**૬. છાંટવાની રીતનો ઉપયોગ જુના કરારમાં કેવી રીતે થતો?**

(૧) **રાખ અને પાણી.** ગણના ૧૯ ; ૧૬, ૧૯.

(૨) **લોહી અને પાણી.** લેવી. ૧૪ ; ૫૦, ૫૧.

(૩) **એકલું તેલ.** લેવી. ૧૪ ; ૧૬.

(૪) **એકલી રાખ.** નિર્ગમન ૮ ; ૯.

(૫) **એકલું લોહી.** નિર્ગમન ૧૨ ; ૭.

નવા કરારમાં છાંટવાની વાત ૭ વખત આવે છે. તે દરેક વખતે ઇસુના લોહીની સરખામણીમાં છે. આ વાત ઇસુના પ્રાયશ્ચિત્તમાં પૂરી થઇ જાય છે.

૭. **રેડવાના ઉપયોગ વિષે.** લેવી. ૧૪; ૧૮ : ૮; ૧૦-૧૨. હારૂનના અભિષેક વેળા.

૮. **એકલા પાણીના ઉપયોગ વિષે.** લેવી. ૮; ૫, ૬ : ૧૪; ૮, ૯; ૧૫; ૧. નિર્ગ. ૧૯; ૧, ૧૦. ૨ રાજા. ૧૦; ૫-૧૪. છાંટવા કે રેડવા માટે એકલા પાણીના ઉપયોગ વિષે કોઇ રૂઢી આપણે જોતા નથી, પણ ધોવા કે ડુબાડવા સારૂ પાણી વપરાયું છે.

૯. **ઐતિહાસિક સાક્ષીઓ :—**

(૧) **પ્રેરિતોનું શિક્ષણ**-પહેલા સૈકામાં લખાએલું ‘ડાયડાખી નામે પુસ્તક ૧૮૭૩ માં જડયું છે તેમાં જણાવ્યું છે કે,

૧) વહેતા પાણીમાં બાપ્તિસ્મા આપવું. તેમ ન બની શકે, તો

૨) બંધીયાર પાણીમાં બાપ્તિસ્મા આપવું. પણ જો ટંડું પાણી ન ખમી શકે, તો

૩) ગરમ પાણીમાં બાપ્તિસ્મા આપવું, આ ત્રણમાંની એકે સગવડ ન હોય, તો

૪) માથા ઉપર પાણી રેડવું. પરંતુ આ ન છુટકાના છેલ્લા ઉપાય તરીકે કરવું. બાપ, પુત્ર તથા પવિત્ર આત્માને નામે બાપ્તિસ્મા આપવું; ને લેનાર તથા આપનાર બેઉએ તે દિવસે ઉપવાસ કરવો.

(૨) **બાર્નાબાસનો પત્ર**-(ઇ. સ. ૮૦) તેમાં લખ્યું છે કે “આપણે પાપ અને અશુદ્ધતા ભરેલાં પાણીમાં ઉતરીએ, અને આત્મિક ફળોથી ભરેલાં બહાર આવીએ.” વળી બાર્નાબાસ કહે છે કે “જેઓ વધસ્તંભ પર વિશ્વાસ રાખીને પાણીમાં ઉતરે છે, તેઓ પોતાનું ફળ તત્કાળ પામે છે.”

(૩) **ઇરેનીઅસ**-(ઇ. સ. ૨૦૨) તે કહે છે કે, જેઓ એમ કહે છે કે, બાપ્તિસ્માને માટે માણુસને પાણીમાં લઇ જવાની જરૂર નથી, પરંતુ તેને બદલે તેલ તથા પાણી તેમને માથે મુકવાં,

રેડવાં કે ચોપડવાં, તેમને હેરેટિક ( Heretic સ્થાપેલા મતની વિરૂદ્ધ ચાલનાર ) જેવાં ગણવાં."

(૪) **જસ્ટીન માર્ટર**–( ઇ. સ. ૧૦૦ ) તે કહે છે કે " માણસને પાણીમાં લઇ જઇને આપણે કર્યું તેમ પુનર્જન્મનું સ્નાન તેને કરાવવું જોઇએ. જેઓ અજવાળામાં આવ્યા તેઓ ધોવાયા છે."

(૫) **પ્રેરિતોનું કાનુન**–( ૨ જા સૈકામાં ) તે કહે છે કે " એક ડુબકીથી બાપ્તિસ્મા આપનારને મંડળીમાંથી કાઢી મુકવા."

(૬) **તર્તલીઅન**–( ઇ. સ. ૧૬૦ ) માત્થી ૨૮ ; ૧૯. યો. ૩ ; ૫ ઉપરથી કહે છે કે " ડુબાડવાનો નિયમ પડેલો છે તે પ્રમાણે સૌએ કરવું જોઇએ."

(૭) **સિરિલ**–( યરૂશાલેમ મંડળીનો વડીલ, બીજા સૈકામાં ) તે કહે છે કે " જે પાણીમાં ડુબેલો તેની ચારે બાજુએ જેમ પાણી છે, તેમ તે આત્માથી પણ બધી બાજુએ ઢંકાએલો છે.

(૮) **બાસીલ**–( ઇ. સ. ૩૭૯ ) તે કહે છે કે " ત્રણ ડુબકીના બાપ્તિસ્મામાં મર્મની સંપૂર્ણતા છે."

(૯) **આંબ્રોઝ** ( ૪ થું સૈકું ) તે લખે છે કે " તમને પૂછ્યું કે તમે દેવ પર વિશ્વાસ કરો છો, ત્યારે તમે હા પાડી, અને તમે હા પાડી, ત્યાર પછીજ તમને ડુબકી મરાવવામાં આવી, એટલે કે તમને દાટયા."

(૧૦) **ક્રીસોસ્તોમ** ( ઇ. સ. ૪૦૭ ) તે કહે છે કે " પાણીમાં ડુબવું ને પાછા નીકળવું તે દફન તથા ઉત્થાનની ઉપમા છે."

(૧૧) **સીપ્રીઅન** ( ઇ. સ. ૨૨૫ માં ૬૬ બિશપોની સભા હતી, તેમાં ) બિશપ મેગ્નીસે બિશપ સિપ્રીઅનને પૂછ્યું કે, છંટકાવ પામેલાને ખરો ખ્રીસ્તી ગણવો કે કેમ? જવાબ મળ્યો, કે અગત્ય જોઇને નાની વસ્તુઓને દેવ બાજુએ મુકશે, ને વિશ્વાસીઓને કોઇ બીજી રીતે ક્રિયાનો લાભ પમાડશે. છતાં પણ

સંશયવાળાએ જોખમમાં ન પડતાં સાજા થયા પછી પ્રસંગાનુસાર બાપ્તિસ્મા લઇ લેવું.

(૧૨) **યુસેબીઅસ** ( મંડળીનો પ્રથમ ઇતિહાસ લખનાર,) તે લખે છે કે, "મંદવાડમાં બાપ્તિસ્મા પામેલા આત્મિક બાબતે પણ માંદાજ રહે છે. એવા માણસો મંડળીના અમલદાર થઇ શકે નહિ."

## ૧૦. બાપ્તિસ્માની જુદી જુદી રીતનો ઇતિહાસ.

(૧) મંદવાડના કારણે ઇ. સ. ૨૨૫ની કાઉન્સીલે છાંટવાની રજા આપી.

(૨) ઇ. સ. ૬૩૩ માં ચોથી કાઉન્સીલમાં તડ પડી ગયાં, ને તેને પરિણામે એક ડુબકીની રીત માન્ય રખાઇ.

(૩) ઇ. સ. ૭૫૩ માં પોપ સ્તેફન બીજો, રૂમથી નાસીને ફ્રાંસના રાજા પાસે ગયો. તે વખતે રોમન કેથોલિક સાધુએ તેમને પૂછ્યું કે "જરૂર પ્રસંગે બાળકો ઉપર પાણી છાંટવું કે કેમ?" તેણે જવાબ આપ્યો કે "હજી સુધી તો તેમ કરવામાં આવ્યું નથી."

(૪) એપીસ્કોપલ પ્રેસ્બિટેરિઅન મંડળીની સ્થાપના પછી તેમાં ૧૦૦ વર્ષ સુધી ડુબાડવાની રીત ચાલુ હતી. ૧૬૪૩ માં વેસ્ટ મીનીસ્ટર સભા ભરાઇ તેમાં એજ સવાલ ઉઠયો કે છાંટવું કે ડુબાડવું? ૪૮ જણામાં બે ભાગ થયા, ને દરેક મતમાં ૨૪ ચિઠ્ઠીઓ પડી. આખરે પ્રમુખની ચિઠ્ઠી છાંટવાના મતમાં ઉમેરાઇ, ને તે મત પસાર થયો.

(૫) ઇ. સ. ૧૬૪૪ માં ઇંગ્લાંડની પાર્લામેન્ટે જુનો નિયમ કાઢી નાખીને છાંટવાનો નિયમ પસાર કર્યો, અને વળી કાયદો પણ કર્યો કે, બાપ્તિસ્મા લે તે ફિતુરી ગણાશે. તે તેના બાપનો વારસ થઇ શકે નહિ. તેને કબરસ્થાનમાં જગ્યા આપવામાં આવે નહિ.

(૬) કાર્થેજનો બિશપ સિપ્રિયન ( ત્રીજું સૈકું ) તેણે નિયમ પ્રસાર કર્યો કે બાળકનું બાપ્તિસ્મા થવું જોઇએ. જે પ્રથમ બાળક બાપ્તિસ્મા પામ્યું તે ૧ રાજા વેલિશનો ૭ વરસનો પુત્ર હતો.

## ૧૧. ત્રણ ડુબકીની રીત.

(૧) માત્થી ૨૮ ; ૧૯ ઉપરથી આવી છે. બાપ, પુત્ર અને પવિત્ર આત્માનો તારણના વિષયમાં જે ભાગ અને સંબંધ છે તે દર્શાવવા ત્રણને નામે ત્રણ ડુબકીની પ્રથા ચાલુ રખાઇ છે.

(૨) ખ્રીસ્તીઓનો ઘણોખરો ભાગ હજીએ એજ નિયમે ડુબકીથી બાપ્તિસ્મા લે છે. જેમકે ગ્રીક મંડળી, ચુસ્ત હેબ્રી, આબિસિનિયન મંડળી, આર્મીનયન મંડળી, મોરેવીઅન મંડળી, કાપ્ટ મંડળી, નેસ્ટોરિયન મંડળી, ભાઇઓની મંડળી, વગેરે.

(૩) રેડનારા કે છાંટનારા ત્રણ વખત એમ કરે છે. ( કેવળ એક ડુબકી મારનારાની સંખ્યા ખ્રીસ્તીઓના ૧૦ મા ભાગ જેટલી છે.)

(૪) અસલના ખ્રીસ્તી લેખકો જણાવે છે કે પ્રેરિતોના વખતથી પણ ત્રણ ડુબકીની રીત ચાલતી આવેલી છે.

(૫) આધુનિક ખ્રીસ્તી લેખકો પણ એમજ કબુલ કરે છે. જેમકે,

૧. ચેમ્બર્સ સાઇક્લોપીડીયા. "અસલ ત્રણ ડુબકીની રીત ચાલતી હતી."

૨. સાફ હરશાગ-" અસલ ત્રણ ડુબકીનું બાપ્તિસ્મા હતું."

૩. પ્રોટેસ્ટંટ એપીસ્કોપલ ચર્ચ સાઇક્લોપીડીયા-" અસલ ત્રણ ડુબકીનું બાપ્તિસ્મા હતું, એ વાત નિઃસંશય છે."

૪. રિમસની જુની વાતોને લગતી ડિક્ષનેરી-" અસલ ત્રણ ડુબકીની રીત કાયમ હતી."

૫. ઇંટરનેશનલ સાઇક્લોપીડીયા-" અસલનો ત્રણ ડુબકીથી બાપ્તિસ્મા આપવાનો રિવાજ પડતો મુકાયો છે."

( આ ઇતિહાસ બહુજ વિસ્તારથી આપી શકાય, પણ તેમ કરવાની કોઇ ખાસ અગત્ય નથી, એમ સમજી તે પડતો મેલ્યો છે. )

## ૨. કેટલાક આધુનિક સવાલો.

### ૧. બાપ્તિસ્મા કોણ આપી શકે ?

**જવાબ—૧.** યોહાનના બાપ્તિસ્મા વિષે પ્રભુ ઇસુએ પુછેલા સવાલ પરથી માલમ પડે છે કે, બાપ્તિસ્મા એવી અગત્યની ક્રિયા છે, કે તે કોઇ ધરનો ઉઠયો લઇ ભાગે નહિ, એ માટે દેવે યોહાનને બાપ્તિસ્મા કરવાનો અધિકાર આપ્યો હતો. લુક ૨૦ ; ૪.

૨. ઇસુ ( તેના શિષ્યો ) બાપ્તિસ્મા કરતા, એ જોઇને યોહાનના શિષ્યોએ યોહાનને કહ્યું કે, જો, તે તો બાપ્તિસ્મા કરે છે. યો. ૩ ; ૨૬. ત્યારે જવાબમાં યોહાને કહ્યું કે, કોઇ માણસને આકાશથી અપાયું ન હોય, તો તે કાંઇ પામી શકતું નથી. યોહા. ૩ ; ૩૭. આ ઉપરથી યોહાનની સમજ પણ જોઇએ છીએ, કે ઉપરથી અધિકાર પામ્યા વિના આ થાય નહિ. મતલબ કે બાપ્તિસ્મા કરવા સારૂ અધિકાર જોઇએ છે.

૩. પ્રભુ ઇસુએ પોતાના શિષ્યોને બીજા અધિકાર સાથે આ પણ અધિકાર આપ્યો ( માત્થી ૨૮ ; ૨૦ ), કે તેઓ જઇને બાપ્તિસ્મા કરે.

એટલે બાપ્તિસ્મા આપવાનો અધિકાર દેવે, યોહાન તથા ઇસુને આપેલો, અને ઇસુએ તે અધિકાર શિષ્યોને આપેલો.

પરંતુ શિષ્યો સદા ટકનારા ન હતા, માટે તેણે મંડળી સ્થાપીને પોતાના સર્વ અધિકાર મંડળીને આપ્યા. જુઓ માત્થી ૧૬ ; ૧૮, ૧૯ : ૧૮ ; ૧૮. યોહા. ૨૦ ; ૨૩.

એ પછી આપણે જોઇએ છીએ કે મંડળીઓએ પોતામાંથી સુવાર્તિક સેવા સારૂ માણસો જુદા કર્યા હતા. પ્રે. કૃ. ૬ ; ૬ : ૮ ; ૧૨, ૨૬ : ૧૩ ; ૨, ૩ વગેરે.

તેમણે હરેક મંડળીમાં મંડળી ઉપર વડીલો ઠરાવ્યા. પ્રે. કૃ. ૧૪ ; ૨૩. હા, પવિત્ર આત્માથી ટોળા પર અધ્યક્ષો ઠરાવ્યા. પ્રે. કૃ. ૨૦ ; ૨૮. એમ મંડળીની સેવાની જવાબદારી સર્વને માથે નહિ, પણ ખાસ વ્યક્તિને સોંપવામાં આવી.

હવે આજકાલ કેટલાકના મનમાં સવાલ કદાચ એ છે, કે હરેક વિશ્વાસ કરનાર ખ્રીસ્તી માણસને આ હક છે, એમ કેમ ન માનવું ? એનો સીધો ખુલાસો ઉપલા શાસ્ત્રાધારોથી એ છે કે, જેને ઉપરથી અપાયું ન હોય, કે જેને મંડળીએ હક આપ્યો ન હોય, તે તે પામી શકતો નથી.

ત્યારે ઉપરથી અપાયું હોય તેવો માણસ કોણ ને તેને શી રીતે શોધી કાઢવો ?

આ સવાલનો જવાબ કોઇ રીતે મુશ્કેલ નથી. પહાડ પર વસાએલું નગર સંતાઇ શકતું નથી. માત્થી ૫ ; ૧૪. મંડળીએ જુદો કર્યો ન હોય, છતાંએ તે પોતાનું અજવાળું સાધુ સુંદરસીંગની પેઠે એવું પ્રકાશવા દે છે, કે તેમની રૂડી કરણીઓ જોઇને લોક આકાશી પિતાનો મહિમા કરે છે.

એવો માણસ મંડળીમાં અશાંતિ ઉત્પન્ન કરનાર નથી, પણ સંસ્થાપન કરનાર છે. તે મંડળીનું બંધારણ બગાડનાર નથી, પણ શોભાવનાર છે. તે મંડળીમાં સ્વચ્છંદી નથી, પણ સુશીલ ને શાંત સેવક છે. તે મંડળીમાં કજીઆ કરનાર નથી, પણ પ્રભુ ઇસુએ જેને પોતાના લોહીથી ખરીદી તે મંડળીનું પાલણ કરનાર છે. તે પહેલાં ભલે કાળો કોયલો હોય, પણ અગ્નિથી વેષ્ટિત થયા પછી તો તે પ્રકાશિતજ હોય, જેની કોઇથી ના કહેવાયજ નહિ. એવા માણસને જો તે ખુશી હોય તો મંડળીએ અધિકાર આપવો જોઇએ. અથવા તેણે પવિત્ર આત્માથી ભરપુર થઇને પોતાની સેવા કરવાની ઇચ્છા મંડળીને જણાવવી જોઇએ, અને તેની એ માગણી અને ઇશ્વરનું તાલંત ધ્યાનમાં લઇને મંડળીએ તેને એવી સેવા સારૂ જુદો કરવો જોઇએ.

આ રીત શરૂઆતની કોઇ વ્યક્તિને માટે સંતોષકારક હોઇ શકે, પરંતુ તેવી પ્રથા પડ્યા પછી કેટલાક તો તે હોદ્દો પામવાની લાલચથીજ માત્ર માગણી કરશે, અને અહંકાર તરફ ઘસડાઇ જઇ પોતાને અને મંડળીને ઠોકર ખવાડશે. એ માટે આ પાછલો માર્ગ ઇચ્છવા જોગ નથી. એ કરતાં બહેતર તો એજ છે કે એવાઓને મંડળીઓએ જરૂર પ્રમાણે અધિકાર આપવો. પાઉલ પ્રેરિતનું આ વચન હમેશાં ધ્યાનમાં રાખવા જેવું છે કે,

મને ખ્રીસ્તે બાપ્તિસ્મા આપવા સારૂ મોકલ્યો નથી, પણ સુવાર્તા પ્રગટ કરવા સારૂ મોકલ્યો છે. ૧ કોરીં. ૧ ; ૧૭.

ડિ. એલ. મુડી સાહેબને કોઇએ અધિકાર આપ્યો ન હતો, પરંતુ તેમણે ઉપરના તેડાથી પરાક્રમ પામીને મંડળીની સેવા એવી અજાયબ રીતે કરી બતાવી છે, કે તેવી સેવા દિક્ષા અથવા અધિકાર પામેલાઓ પણ કોઇકજ કરી શક્યા છે.

## બીજો સવાલ. શા માટે મંડળીથી નીમાતું કે તેવી વ્યવસ્થાને આધીન થવું ?

**જવાબ—**ખ્રીસ્તીઓની સર્વોપરી સત્તા મંડળી છે ( માત્થી ૧૮ ; ૧૭), અને મંડળીને તેના કારભારનો અધિકાર પ્રભુએ તેને આપ્યો છે, એ માટે સર્વ વિશ્વાસીઓ મંડળીની વ્યવસ્થાને આધીન રહેવાને બંધાએલા છે.

પ્રભુ ઇસુ ચાહે છે કે સઘળા વિશ્વાસીઓ એક થાય, ને એક શરીરમાં રહે. એ શરીર તે મંડળી છે, ને સર્વ તેનું સંસ્થાપન કરવા બંધાયા છે.

એટલે હરેક દેવનો વિશ્વાસુ સેવક મંડળીથી નિરાળો રહીને નહિ, પણ મંડળી સાથે મળીને પોતાની સેવા કરવામાંજ આનંદ માને એ બહુ સ્વાભાવિક છે.

વળી સર્વ અવયવોનું એકજ કામ નથી, પણ પવિત્ર આત્મા પોતાની ઇચ્છા પ્રમાણે વહેંચીને સર્વ પાસે જુદી જુદી સેવા કરાવે છે. મંડળીમાં સર્વ અધિકાર વ્યવસ્થા જાળવવા માટે ઠરાવાયા છે, એટલે સૌએ તે વ્યવસ્થાને માન આપવું જોઇએ, ને પોતાનું તેડું એકતામાં રહીને નક્કી કરવું જોઇએ. ખુલાસા માટે વાંચો ૧ કોરીંથી. ૧૨ મો અધ્યાય.

"હરેક જે રોપ મારા આકાશમાંના બાપે રોપેલો નથી, તે ઉખેડી નંખાશે" ( માત્થી ૧૫ ; ૧૩ ). પણ ન્યાયીઓ મધ્યાન્હની પેઠે ખીલતા જશે.

પ્રકરણ ૬ ઠું.

# પ્રભુભોજન વિષે.

## ૧. જુના કરારના પાસ્ખાનો નવા કરારના પ્રભુભોજન સાથે સંબંધ.

જો આપણે આખા જુના કરારની ક્રિયાઓના હેતુઓનો સરવાળો કરીએ, તો તે ત્રણ મોટી વાતોમાં સમાઇ જાય છે. અને તે આ છે: એટલે **શુદ્ધતા, એકતા,** ને **પ્રાયશ્ચિત્ત.** આપણે જોઇએ છીએ, અને જાણીએ છીએ, કે જુના કરારની સઘળી ક્રિયાઓ થનાર વાનાંનાં નિદર્શન કે ઉપમારૂપજ હતી. એ માટે એ ઉપમાઓ શી હતી, તે જોઇને એ ઉપમાઓનું જે સત્ય કે અસલ છે તે ઉપર વિચાર કરીએ.

### ૧. જુના કરારમાં એ ઉપમાઓનું દર્શન.

**(૧) શુદ્ધતાદર્શક વાનાં, નહાવું ધોવું.**

નિર્ગ. ૩૦; ૧૯, ૨૧. લેવીય ૧૫; ૧.

યહોવાહની વેદી પાસે સેવા કરવા આવે તે પહેલાં શુદ્ધ થવા સારૂ સ્નાન કરવું પડતું કે હાથપગ ધોવા પડતા. એ કરવાનું ચુકે તો માર્યા જતા. શુદ્ધતાનો આ વિધિ વંશપરંપરા પાળવાની આજ્ઞા હતી.

**(૨) એકતાદર્શક વાનાં.**

૧) **રોટલી.** નિર્ગ. ૨૫; ૩૦. તું સદા મારી મેજ પર અર્પેલી રોટલી રાખ. આ રોટલી કુળોની ગણત્રી પ્રમાણે બાર હતી, અને તેમની એકતા સારૂ એક જથે સાથે રાખવાનો હુકમ હતો.

૨) **પાસ્ખા પર્વ.** નિર્ગ. ૧૨; ૧-૨૮. તમામ ઇસ્રાએલને (એક જ્યેષ્ઠપુત્ર ગણીને) તેના બચાવની યાદગીરીમાં આ પર્વ પરંપરા પાળવાનો વિધિ આપ્યો હતો.

૩ ) **પચાસી પર્વ.** લેવી. ૨૩ ; ૧૫-૨૨. પ્રથમ ફળનું અર્પણ કરવા સારૂ એકજ વાવટા તળે સઘળી ઇસ્રાએલ પ્રજા ભેગી મળે એવી આજ્ઞા હતી.

૪ ) **માંડવા પર્વ.** લેવી. ૨૩ ; ૩૩-૩૬. એક સંપમાં રહીને એકે અવાજે ઉપકારસ્તુતિ કરવા સારૂ લોકો એકઠા મળે એવી પણ આજ્ઞા હતી. આમાં એકતાનું ધોરણ હતું.

(૩) **પ્રાયશ્ચિત્ત.**

૧ ) **યજ્ઞવેદી** નિર્ગ. ૨૭ ; ૧-૮. પાપનો દંડ વેદી ઉપર ભરાય, એ માટેના વિધિ હરેક પ્રકારના પાપના સંબંધમાં પ્રગટ કર્યા હતા. તે પ્રમાણે વેદી ઉપર પોતાનું પાપાર્થાર્પણ ચઢાવ્યા પછી હરેક માણસ રાહત પામતો. લેવીય ૧, ૪, વગેરે અધ્યાયો.

૨ ) **જુદાં જુદાં બીજાં અર્પણો.** લેવીય ૧૭, ૧૯, ૨૩, અધ્યાયો, અને ગણ. ૧૫ ; ૨૨ વગેરે સઘળાં અર્પણો "સદાનો વિધિ" અને હરેક ગુનાહનો વિધિ હતાં, જે સંપૂર્ણતા આવતાં સુધી જારી રખાયાં. હેબ્રી. ૧૦ ; ૧-૪.

આ ત્રણે તત્વો નવા કરારમાંના પ્રભુભોજનની ક્રિયામાં બરોબર રીતે સંપૂર્ણ કરવામાં આવે છે. છેલ્લામાં છેલ્લી ઉપમાઓનો વિધિ અહીં સત્યતામાં સંપૂર્ણ કરવામાં આવ્યો, અને તે આ છે: **શુદ્ધતા,** એ પગ ધોવા ( Feet washing ) માં, **એકતા,** એ પ્રેમભોજન ( Love Feast ) માં, અને **પ્રાયશ્ચિત,** એ પ્રભુભોજન ( Eucharist ) માં સમાઇ જાય છે.

૨. **નવા કરારમાં પ્રભુભોજન કે પાસ્ખાયજ્ઞ.** લુક ૨૨ ; ૧૫. "મરણ સહ્યા પહેલાં આ પાસ્ખા તમારી સાથે ખાવાની મને ઘણી ઇચ્છા હતી," એમ કહીને પછી પ્રભુભોજન પાળે છે. વાંચો સંપૂર્ણ ચિતાર માટે માત્થી ૨૬ ; ૧૭-૩૦ માર્ક ૧૪ ; ૧૨-૧૬. લુક ૨૨ ; ૧-૨૦. યો. ૧૩ ; ૧-૩૦.

જેની ઉપમા પાસ્ખાપર્વે ચાલ્યું આવતું હતું, તે અસલ પાસ્ખાયજ્ઞ બીજે દિવસે કપાવાનો કે રજુ થવાનો હતો. તે યજ્ઞ પ્રભુ ઇસુ પોતે હતો. પરંતુ જ્યારે લોકો પાસ્ખા ખાય, ત્યારે તો પ્રભુ ઇસુ વેદી પર હોમાએલો હોય, તો પછી તે શિષ્યો સાથે કેમ કરીને ખાઇ શકે! એ માટે તેણે આગલી સાંજે પાસ્ખાને બદલે આ ભોજન ખાધું, ને તેમાં અસલના તમામ યજ્ઞોની પૂર્ણાહુતિ કેવી રીતે આવી જાય છે તે બતાવ્યું, ને વળી હજી સંપૂર્ણતા મળે ત્યાં સુધી આ વિધિ ચાલુ રાખવાનું પણ ફરમાવ્યું. લુક ૨૨ ; ૧૯.

એથીજ ખ્રીસ્તી મંડળીઓ જુનો કરાર છોડીને નવો કરાર પાળે છે ( લુક ૨૨ ; ૨૦ સાથે સરખાવો યિર્મે. ૩૧ ; ૩૧. હેબ્રી. ૮ ; ૧૦-૧૩. ૨ કોરીં. ૩ ; ૬ ). આ જોતાં પ્રભુભોજન કેવું કાળજીપૂર્વક, વિધિપૂર્વક, ને આત્માના તથા પ્રભુના દોરવ્યા પ્રમાણે પાળવાનું છે તે સમજી શકશો.

## ૩. પાસ્ખા ક્યારે ખાવામાં આવ્યું ?

(૧) **પાસ્ખા ચૌદમે દિવસે કપાયું, ને પંદરમે દિવસે ખવાયું.** નિર્ગ. ૧૨ ; ૬. ( દિવસ ગણવાની યહુદી ગણતરીની રીત એક સાંજથી બીજી સાંજ સુધીની હતી.)

(૨) **દિવસની અંગ્રેજી ગણતરી પ્રમાણે જે દિવસે કપાયું તેજ દિવસે સાંજે ખવાયું.** નિર્ગ. ૧૨ ; ૮-૧૦.

(૩) **તેમાંથી સવાર સુધી કાંઇ પણ રાખી મુકવાનું ન હતું.** નિર્ગ. ૧૨ ; ૧૦.

(૪) **તેજ રાત્રે ઇસ્રાએલીઓ મિસરમાંથી નીકળી ગયા.** નિર્ગ. ૧૨ ; ૨૮, ૩૭. ગણ ૩૩ ; ૩૦.

(૫) **ચૌદમી તારીખે ઇસ્રાએલે ઘરમાંથી ખમીર દૂર કર્યું.** નિર્ગ. ૧૨ ; ૧૫.

(૬) **પંદરમી તારીખે વિશ્રામ પાળવાનો હતો.** નિર્ગ. ૧૨ ; ૧૫.

(૭) **અશુદ્ધ હોઇને ખાનાર અને શુદ્ધ હોઇને ન ખાનાર માર્યો જાય.** ગણ. ૯ ; ૧૩. એવો નિયમ આ સાથે આપ્યો હતો.

## ૪. પ્રભુ ઇસુએ પાળેલા પાસ્ખાના વખતની માહિતિ.

**અ. પ્રભુ ઇસુએ પાસ્ખા પાળવાની ખાસ તૈયારી કરાવી હતી, એ વાત સ્પષ્ટ છે.**

(૧) **બેખમીર રોટલીનું પર્વ જે પાસ્ખા કહેવાય છે, તે પાસે આવ્યું.** લુક ૨૨ ; ૧.

(૨) **બેખમીર રોટલીના પર્વને પહેલે દહાડે જ્યારે લોક પાસ્ખાયજ્ઞ તૈયાર કરતા હતા.** માર્ક ૧૪ ; ૧૨.

(૩) **બેખમીર...નો દિવસ આવ્યો કે જેમાં પાસ્ખાયજ્ઞ કરવો જોઇએ.** લુક ૨૨ ; ૧, ૭.

(૪) **તમારી સાથે આ પાસ્ખા ખાવાની મને ઘણીજ ઇચ્છા હતી.** લુક ૨૨ ; ૧૫.

(૫) **હવે પાસ્ખાપર્વ** અગાઉ પોતાનો બાપની પાસે જવાનો સમય આવ્યો છે, એ જાણીને ઇસુ જમણ પરથી ઉઠે છે. યો. ૧૩ ; ૧.

(૬) **"તું જે કરવાનો છે તે વહેલો કર,"** એનો અર્થ શિષ્યો એવો સમજ્યા કે આવતી કાલને માટે કાંઇ લાવવા મુકવાનું હોય તે લાવવાનું યહુદાને કહ્યું. બલકે પાસ્ખા કાપીને બધી સામગ્રી તૈયાર કરી મુક્યા પછી બીજી સાંજે તે ખાવાનું હતું. એટલે આજે સાંજે જે ભોજન ખાધું તે પાસ્ખા ન હતું, કે પાસ્ખાનો દિવસ પણ નહોતો. પરંતુ પાસ્ખાની સામગ્રીઓ સિદ્ધ કરવાનો દિવસ, આ રાત તથા પછીનો દહાડો હતો.

(૭) **જં રાતે પાસ્ખા ખવાય તે રાતે ઘરની બહાર પણ નીકળવાનો નિયમ ન હતો.** નિર્ગ. ૧૨ ; ૨૨. છતાં ઇસુ તથા શિષ્યો બહાર ગયા છે, ને લોકો પણ પકડવા સારૂ

બહાર આવે છે, એટલે તે દિવસ પાસ્ખાનો ન હતો એ બહુ સ્પષ્ટ છે. માર્ક ૧૪; ૨૬.

**ब. પાસ્ખા કપાવાને દહાડે ઇસુ પકડાયો, નકારાયો, મરાયો તથા દટાયો.**

(૧) **સિદ્ધિકરણને દિવસે પ્રભુ ઇસુની લાસ માગી.** માર્ક ૧૫; ૪૨.

આથી જોઇ શકીશું કે ગુરૂવાર નિસાન ૧૪ મીએ ખાધેલું ભોજન તે પાસ્ખા ન હતું.

(૨) **અશુદ્ધ ન છતાં પાસ્ખા ખાઇ શકે માટે તેઓ દરબારમાં ન ગયા.** યો. ૧૮; ૨૮. આથી દેખાય છે કે હજી હલવાન કપાયું કે ખવાયું ન હતું.

(૩) **પાસ્ખાની તૈયારીના દિવસે આશરે બપોરે રાજાએ કહ્યું કે, જુઓ, તમારો રાજા.** યો. ૧૯; ૧૪.

(૪) **સિદ્ધિકરણનો દિવસ હતો એટલામાં તેઓએ વિનતિ કીધી કે તેમના ટાંટીયા ભાગીને લઇ જવામાં આવે,** રખેને વિશ્રામવાર અશુદ્ધ થાય. યો. ૧૯; ૩૧. આ બતાવે છે કે પાસ્ખા ખાવા પહેલાં ઇસુ વધસ્તંભ પર હતો.

(૫) **સિદ્ધિકરણને બીજે દહાડે ઇસુ કબરમાં હતો.** માત્થી ૨૭; ૬૨.

(૬) **વિશ્રામવાર વીતી ગયા પછી મરિયમે સુગંધીઓ વેચાતી લીધી.**

અઠવાડિયાને પહેલે દહાડે મોટે પરોઢીએ સૂરજ ઉગતે તેઓ કબરે આવે છે. માર્ક ૧૬; ૧, ૨.

(૭) **ઇસુએ શિષ્યો સાથે ભોજન ખાધું, ને પછી મરાયો, તથા દટાયો, ત્યાર બાદ ઇસ્રાએલે પાસ્ખા હલવાન કાપ્યું છે ને ખાધું છે.**

૫. “પ્રભુ ઇસુ આપણો પાસ્ખાયજ્ઞ (૧ કોરીં. ૫; ૭) તે આપણી વતી મરાયો છે.”

| ઉપમાનું પાસ્ખા. | ખરૂં પાસ્ખા. |
|---|---|
| (૧) હલવાન... નિર્ગ. ૧૨; ૩. | ઇસુ હલવાન ... યો. ૧; ૨૯. |
| (૨) પહેલા વરસનું નિર્ગ. ૧૨; ૫. | પ્રથમજનિત ... યો. ૩; ૧૬. |
| (૩) એબરહિત ... નિર્ગ. ૧૨; ૫. | પાપરહિત ... ૧ પી. ૨; ૨૨, ૨૪. |
| (૪) દશમીએ જુદું કરાયું નિ. ૧૨; ૩. | રાજવી પ્રવેશ યોહા. ૧૨; ૧, ૧૨. ઝખ. ૧૧; ૧૨. |
| (૫) ચૌદમીએ કપાયું ... નિ. ૧૨; ૬. | ચોદમીએ મરાયો માત્થી ૨૭; ૪૬–૫૦. |
| (૬) હાડકું ન ભંગાયું નિ. ૧૨; ૧૬. | હાડકું ન ભંગાયું યોહા. ૧૯; ૩૩–૩૬. |
| (૭) સભા સમક્ષ મરાયું નિ. ૧૨; ૬. | લોક સમક્ષ-માગણીથી મરાયો યોહા. ૧૯; ૧૮. |
| (૮) ઘર ઉપર લોહી છંટાયું નિ. ૧૨; ૭, ૧૩. | હૃદય પર છંટકાવ પાપથી છુટકો ૧ યોહા. ૧; ૭, ૯. |
| (૯) માંસ શેકીને ખાધું નિ. ૧૨; ૧૦. | જીવનની રોટલી યોહા. ૬; ૫૨, ૫૩. ૧ પી. ૪; ૧૨, ૧૩. |
| (૧૦) ખમીર દૂર કર્યું નિ. ૧૨; ૧૫. | પાપ દૂર કરવાં ૧ કોરીં. ૫; ૭, ૮. |
| (૧૧) દર વરસે યાદગીરી રખાઇ નિ. ૧૨; ૩, ૨૪. | નિરંતર ૧ પી. ૨; ૩. લુક ૨૨; ૧૯. |
| (૧૨) સ્મારક પવિત્ર ચિહ્ન ... નિ. ૧૨; ૧૪. | પ્રભુભોજન ૧ કોરીં. ૧૧; ૨૪. |

એમ જુનું પાસ્ખા પુરૂં થઇને નવું પાસ્ખા કે પ્રભુભોજન ખ્રીસ્તી મંડળીના છુટકારાની યાદગીરી માટે શરૂ થયું છે.

એટલે જુના કરારવાળું પાસ્ખા પ્રભુ ઇસુએ પાળેલા પ્રભુભોજનમાં સંપૂર્ણ થઇને સમાપ્ત થાય છે, તેથી હવે પછી તેવા પાસ્ખાની જરૂર રહેતી નથી. પણ તેને બદલે પ્રભુભોજન તેની જગા લે છે; કે જે ઇસુના આવતાં સુધી ચાલુ રખાશે.

જો કે એ પાસ્ખા એમ પ્રભુભોજનમાં સમાપ્ત થાય છે, તોયે તેમાંની ત્રણ મુદ્દાની વાતો હજી ચાલુ રહે છે; પહેલાં તે આવનારની ઉપમારૂપ ચાલુ હતી, અને હવે તે થઇ ગએલાની યાદીરૂપે ચાલુ છે, એટલુંજ નહિ પણ તે હજી મળનાર સંપૂર્ણતાની ઉપમારૂપે પણ રહે છે. એટલે યાદી તથા ઉપમા બેઉરૂપે હજી તે આપણે રાખવાની છે, એવું પ્રભુનું ફરમાન છે.

એ માટે હવે આપણે એ ત્રણે મુદ્દાઓને છુટક છુટક લઇને તપાસીશું, અને જોઇશું કે તે વાતો વિષે પ્રભુનું શિક્ષણ શું છે.

## ૨. શુદ્ધતાની ક્રિયા—પગ ધોવા વિષે.

પગ ધોવાની ક્રિયા વિષે મંડળીઓમાં મતભેદ જોવામાં આવે છે. કેટલાક તેને પ્રભુભોજનની ક્રિયામાં એક અગત્યનું અંગ ગણે છે, ત્યારે બીજા તેની ખાસ અગત્ય જોતા નથી. હવે આ ક્રિયા આપણને અનુકૂળ છે કે નહિ, અથવા અમુક મંડળી તેને સ્વીકારે છે કે નહિ, તે ઉપરથીજ તેની યોગ્યતા આંકવાની નથી. પણ ખુદ શાસ્ત્ર એ બાબતે શું શિખવે છે, અને અસલ મંડળીઓ એ બાબતે શું કરતી હતી, તે સર્વ વાતો તપાસીને અમુક નિર્ણય ઉપર આવવું યોગ્ય છે. એ માટે હવે તે વિષે વધુ વિચાર કરીએ.

૧. **યહુદીઓમાં પગ ધોવાનો રિવાજ.** ઉત. ૧૮; ૪ : ૧૯; ૨ : ૨૪; ૩૨. ન્યા. ૧૯; ૨૧. લુક ૭; ૪૪. ૧ શમૂ. ૧૫; ૪૧. માર્ક ૧; ૭. ઉપરનાં બધાં વાક્યો પરથી એવું માલમ પડે છે, કે હરેક જણ પોતાના પગ ધોતા, કે પછી માનાર્થે તે નોકર ધોતો.

૨. **પ્રભુ ઇસુના નમુનામાં મેલ ધોવાનો હેતુ ન હતો, પણ આત્મિક શુદ્ધતાનો હતો.**

(૧) **પ્રભુ ઇસુ જમણ પરથી ઉઠે છે.** યોહા. ૧૩; ૪. "જમણ પરથી ઇસુ ઉઠે છે ને લુગડાં ઉતારે છે." સાધારણ ધોવાનું કામ તો જમવા બેઠા પહેલાં થતું. માત્થી ૧૫; ૨. પણ આ તેથી જુદું હતું.

(૨) **ખાસ ક્રિયા સ્થાપવાના હેતુથી ઉઠે છે.** યોહા. ૧૩; ૩... "એ જાણીને ઇસુ ઉઠે છે." જાણે કે હજી આ કરવાનું બાકી રહ્યું ન હોય, તેવા હેતુથી ઉઠે છે.

(૩) **આ જો તે દેશના રિવાજ મુજબ હોત તો શિષ્યોને સમજ પડત.** યોહા. ૧૩; ૬. પીતરે વાંધો લીધો, કે તને મારા પગ નહિ ધોવા દઉં.

(૪) **"શુદ્ધ છો" ઉપરથી લાગે છે કે એ ક્રિયાનો હેતુ આત્મિક હતો.** યો. ૧૩; ૧૦. "જે નાહેલો છે તેને પગ

વિના બીજું કંઇ ધોવાની અગત્ય નથી." "તને ન ધોઉં તો મારી સાથે તારે કંઇ ભાગ નથી." એ અગત્ય અને હેતુ બતાવે છે.

(૫) **એક બીજાના પગ ધોવાનું શિખવ્યું.** યોહા. ૧૩; ૧૪. એ માટે મેં ગુરૂએ તથા પ્રભુએ જો તમારા પગ ધોયા, તો તમારે પણ તેમજ એક બીજાના પગ ધોવા જોઇએ. આમાં નમુનો અને આજ્ઞા બેઉ છતાં ખાસ ઇચ્છા બતાવી છે.

(૬) **આ હુકમ વિદેશીઓને નહિ પણ શિષ્યોને આપેલો હતો.** યો. ૧૩; ૧૪.

૩. **આ ક્રિયા નમ્રતા દેખાડવા સારૂ ન હતી.**

(૧) **શિષ્યોના વાદવિવાદ અને તેને માટેની ટીકા સાથે આ વાતને સંબંધ નથી.**

(૨) **આ ક્રિયા અંતઃકરણની શુદ્ધતાના ચિહ્નરૂપ છે.** યોહા. ૧૩; ૮, ૧૦, ૧૧.

(૩) **પીતર તેને 'નમ્રતા' જેવી સમજ્યો, પણ પ્રભુ ઇસુએ તે ન સ્વીકાર્યું.** યો. ૧૩; ૮–૧૧. એ વાંચતાં જણાય છે કે તેમાં નમ્રતાનું નહિ, પણ શુદ્ધતાનું શિક્ષણ છે.

૪. **પગ ધોવા એ મંડળીની એક ક્રિયા છે.** યોહા. ૧૩; ૧૭. જેમ કે "આ વાતો જાણીને તે પાળો, તો તમને ધન્ય છે."

(૧) **શુદ્ધતાની જુના કરારની ઉપમા આ ક્રિયામાં પુરી થાય છે.** જેમ કે લોહીના પ્રાયશ્ચિત્તની ક્રિયા કર્યા પહેલાં શુદ્ધતાની ક્રિયા (સ્નાન) કરવી પડતી હતી. તેજ પ્રમાણે નવા કરારમાં પણ પ્રાયશ્ચિત્તની ક્રિયા પાળ્યા પહેલાં આ ક્રિયા પ્રભુ ઇસુએ દાખલ કરી છે.

(૨) **જેમ બાપ્તિસ્મા, રોટલી, ને પ્યાલો અધિકારયુક્ત આપવામાં આવ્યાં, તેમજ આ ક્રિયા પણ અધિકારયુક્ત આપવામાં આવી છે.** યોહા. ૧૩; ૧-૩.

(૩) **'નમુનો' એનો ગ્રીક મૂળ અર્થ ચિહ્ન કે ઉપમા છે.** અને તેનો તેજ શબ્દ એટલે Hupodeigma ( હુપોડાઇગ્મા ) હેબ્રી. ૮ ; ૫ : ૯ ; ૨૩ વગેરેમાં આવે છે. આથી દેખાય છે કે આ ક્રિયા હજી કોઇ આગલી ક્રિયાની ઉપમા હોય, કે જેનો સંબંધ અંત:કરણ સાથે છે.

૪. **આ ક્રિયામાં આત્મિક અર્થ છે એમ ઇસુ કહે છે.** યોહા. ૧૩; ૧૨-૨૭. જેમ યાજક શુદ્ધ થઇને યજ્ઞ કરતો, તેમ આપણે પણ શુદ્ધ થયા પછી આપાણું યાજકપદ બજાવી શકીએ.

૫. **બાપ્તિસ્મા પછીનાં પાપોને સારૂ આ ક્રિયા ઉપાયરૂપ છે.** પ્રભુ ઇસુ કહે છે, નાહ્યા પછી કેવળ પગ ધોવાની જરૂર રહે છે, એથી તે પુરો શુદ્ધ ગણાશે, યોહા. ૧૩; ૭-૧૧. એટલે તમામ પાપોને સારૂ તેનું પ્રાયશ્ચિત્ત હોવા છતાં, આવી ઉપમાવાળી ક્રિયાથી તેનું શુદ્ધિકરણ બતાવાય છે. જેમ બાપ્તિસ્મા છે તેમ.

૬. પ્રભુ ઇસુએ શિષ્યોને પગ ધોવાનો હુકમ કર્યો. યોહા. ૧૩; ૧૪. હરેક આજ્ઞાંકિત સેવક ગુરૂની પુરી આજ્ઞા આધીનતા અને અદબથી પાળે, એ વફાદારી માટે ઘણુંજ અગત્યનું છે. વિશ્વાસુ સેવક વધનો આશીર્વાદિત ને આજ્ઞાંકિત હોય, એ સ્વાભાવિક છે.

૭. **પગ ધોવાની ક્રિયામાં થએલો ફેરફાર.** કેટલાક લેખકો બતાવે છે કે પ્રેરિતોના વખત પછી પગ ધોવાની ક્રિયા ચાલતી હતી, પરંતુ પાછળથી સતાવણીને લીધે અને સગવડની ખાતર આમાં ઘણો વધેલો ફેરફાર થઇ ગયો. એ માટે એ સંબંધીની ઐતિહાસિક સાક્ષીઓ જોઇએ.

(૧) બાઇબલ એનસાઇક્લોપિડિયા કહે છે કે પગ ધોવાની રીત કેટલાક વખત સુધી ચાલી ખરી, પરંતુ તેનો ખરો હેતુ વહેલો વિસારે પડયો, અને પાછળથી વહેમ અને બાહ્ય ક્રિયાજ દેખાતાં હતાં.

(૨) ઇન્ટરનેશનલ સાઇક્લોપિડિયા કહે છે કે, અસલ મંડળીમાં આ રીત હતી, અને તેને ચોથા સૈકાના છેવટમાં ઇસ્ટર ગુરૂવાર સાથે જોડવામાં આવી.

(૩) શાફ કહે છે કે બાપ્તિસ્મા અને પ્રેમભોજન સિવાય પગ ધોવાની ક્રિયા પણ છે, અને તેમાં ત્રણ મુદ્દા—કામ, ચિહ્ન અને હુકમ સમાયાં છે. પ્રેરિતો પછી ઇસ્ટર ગુરૂવાર સાથે આ રીત જોડવામાં આવી.

(૪) જોન કાલ્વિન કહે છે કે બાપ્તિસ્માની ક્રિયા અમથી જાય એવું સમજીને ઓગસ્ટીનના વખતમાં આ રીત પડતી મુકવામાં આવી.

(૫) ઇ. સ. ૩૦૦માં ભરાએલી એક સાધારણ કાઉન્સીલે એવો હુકમ કર્યો કે પગ ધોવાનું બંધ કરવું.

(૬) ઇ. સ. ૬૯૪માં મળેલી કાઉન્સીલે હુકમ કર્યો કે ઇસ્ટર ગુરૂવારે આ રીત ન પાળે તેને મંડળી બહાર ગણવા.

(૭) કેટલેક ઠેકાણે માત્ર બિશપનેજ પાણી અપાતું, અને તેણે પોતેજ હાથ ધોવા પછી રોટલી અને પ્યાલો વહેંચી આપ્યાં.

(૮) ગ્રીક કેથોલિક મંડળીમાં મુખ્ય અધ્યક્ષ પસંદ કરેલા બાર અધ્યક્ષોના પગ હજી ધુએ છે.

(૯) કેટલેક ઠેકાણે નવા બાપ્તિસ્મા લેનારના પગ ધોતા, પરંતુ બાળકનું બાપ્તિસ્મા દાખલ થયું ત્યારથી એ રીત મંદ પડી ગઇ. આફ્રિકા, જર્મની અને ઇટાલીમાં મુખ્યત્વે કરીને આમ થયું.

(૧૦) હજીએ રિવર બ્રધરન, મેનોનાઇટ મિશન, ભાઇઓની મંડળી વગેરે મંડળીઓ આ ક્રિયા સંપૂર્ણપણે પાળે છે, અને બીજી કેટલીક મંડળીઓ ઓછીવત્તી પાળે છે.

## ૩. એકતાની ક્રિયા—પ્રેમભોજન.

શિષ્યોના પગ ધોયા પછી પ્રભુ ઇસુ મેજ પર જમવા બેસે છે, અને તેઓ સઘળા એક કુટુંબની માફક સાથે સાથે ખાય છે. આ જમણુ તે પ્રેમભોજન કહેવાય છે, અને એજ જમણુ ભવિષ્યમાં થનારા લગ્નજમણુ ( પ્રકટી. ૧૯ ; ૭, ૯ ) તરફ ધ્યાન ખેંચે છે. જેમ લુક ૨૨ ; ૧૬ માં પ્રભુ ઇસુ કહે છે તેમ કે, "દેવના રાજ્યમાં તે પુરૂં થાય ત્યાં લગી હું તે ફરી ખાઇશ નહિ." આ ક્રિયાને પ્રભુભોજનના એક ભાગ તરીકે શા માટે પાળવી જોઇએ તે વિષે વિચાર કરીએ.

### ૧. પ્રેમભોજન શા માટે પાળવું જોઇએ ?

(૧) **પ્રભુ ઇસુનો નમુનો.** ખ્રીસ્તી માર્ગમાં સઘળા સિદ્ધાંતોનો પાયો પ્રભુ ઇસુ છે. એટલે તેની કરેલી સ્થાપના અને તે માટેની તેની ઇચ્છા, ને આજ્ઞા ઉપર આપણને સવાલજ ન હોય. તે તો આપણે પાળેજ છુટકો. પ્રભુએ કહ્યું કે આ પાસ્ખા તમારી સાથે ખાવાની મને ઘણી ઇચ્છા હતી. લુક ૨૨ ; ૧૫. એમ કહીને તે જે કરે છે તેથી પાછળ બતાવેલા ત્રણ મુદ્દાઓમાં ચાલતા આવેલા પાસ્ખાને પ્રભુભોજનની નવી સ્થાપનામાં ફેરવી નાખે છે. એટલે મેજ પર બેઠા પછી શુદ્ધતાની નિશાની સારૂ પગ ધુએ છે, એકતાની નિશાની સારૂ સાથે સાથે ભોજન કરે છે, અને છુટકારાની યાદી સારૂ એ ભોજનથી રોટલી તથા પ્યાલાને છુટાં પાડીને પોતાના શરીરના ભાગ કે અવયવની નિશાની તરીકે શિષ્યોને આપે છે. આ આખી ક્રિયા તે તે સાંજે સ્થાપન કરેલી ખ્રીસ્તી મંડળીની નવી ક્રિયા છે, જે પ્રભુએ પોતે ઇરાદાપૂર્વક સ્થાપી આપી.

(૨) **અસલ મંડળીનો નમુનો.** પ્રે. કૃ. ૨ ; ૪૨, ૪૬. ૧ કોરીં. ૧૧ ; ૧૭–૩૪. પ્રે. કૃ. ૨૦ ; ૧૧. આ કલમો, અસલ મંડળીનો ઇતિહાસ, અને વિદ્વાનો, સાક્ષી આપે છે કે આગળના ખ્રીસ્તીઓ દરેક પ્રભુભોજનમાં આજ નમુના પ્રમાણે પ્રથમ સામાન્ય ભોજન

કરતા, અને તે સાથે રોટલી ને પ્યાલો ઇસુના માંસ અને રક્તની સંગત તરીકે મરણની યાદગીરી સારૂ લેતા. પાસ્ખા પર્વને બદલે આ પર્વ તેઓએ સ્વીકાર્યું હતું. તે વારંવાર આનંદભેર ભેગા મળીને પાળતા, જે માટે બાઇબલ ડિક્ષનેરી કહે છે કે " They thus united every day the " Agape " or feast of love with the Celebration of the Eucharist. "

(૩) **પ્રભુ ઈસુની આજ્ઞા.** યોહાન ૧૩ ; ૩૪. હું તમને નવી આજ્ઞા આપું છું કે તમે એકબીજા ઉપર પ્રેમ કરો......અહીં પ્રેમને વાસ્તે જે શબ્દ ( Agape—આગપે ) વાપરેલો છે, તેજ શબ્દ આ ભોજનને માટે વાપરેલો છે. એ શબ્દ પ્રેમભોજનને માટે ક્રિયા ઉપરથી યોજી કાઢેલો નવો શબ્દ છે, જેનો અર્થ એકમેકનો પ્રેમ ખાવો એવો થાય છે. એ જાણીનેજ પ્રેરિતો પ્રભુના નમુનાવાળું પ્રભુભોજન પાળતા, અને એનોએજ શબ્દ ૨ પીત. ૨ ; ૧૩ અને યહુદા ૧૨ માં મળે છે.

(૪) **આ ક્રિયા એ પવિત્ર ક્રિયાની વચ્ચે આવે છે, એટલે તે પડતી મુકાય નહિ.** એક બાપના, એક ઘરના, અને એક મેજના તથા એક આશાના ભાગિયા હોઇ એકપણામાં સાથે બંધાએલા છીએ, એવું તે સૂચન કરે છે.

(૫) **પ્રભુભોજન નામ આખી ક્રિયાનું છે. ભોજન** શબ્દ રોટલીના કકડાને માટે કે દ્રાક્ષરસના પ્યાલાને માટે વાપર્યો નથી. પણ એ આખી ક્રિયા ત્રણે ભાગ મળીને પ્રભુભોજન કહેવાય છે, અને ભોજન શબ્દ તે ખાણાને માટે વાપરેલો છે. રોટલીનો ઝીણો કકડો ને ચમચી દ્રાક્ષરસ ભોજન થઇ શકતાં નથી, પરંતુ એ તો ભોજનમાંથી જુદો કાઢેલો ભાગ હતો.

(૬) **પ્રેમભોજન પાછળથી પડતું મુકાયું.** પ્રભુભોજનની ક્રિયામાંથી પ્રેમભોજનને પડતું મુકવાનો ઠરાવ ઇ. સ. ૩૨૦ માં લાઓદીકીયાની કાઉન્સીલે કરેલો, છતાંએ ત્યાર પછી ઘણી લાંબી મુદત સુધી તે મંડળીઓમાં ચાલુ રહ્યું હતું.

(૭) **પાઉલની ભલામણ.** ૧ કોરીં. ૫ ; ૭, ૮. બેખમીર રોટલીથી આપણે પર્વ પાળીએ. પ્રભુભોજનનું પર્વ કેવા ભાવથી પાળવું જોઇએ, એ વાત તે બતાવે છે. પર્વમાં મિજબાની કે ભોજન એ આનંદનો મુખ્ય ભાગ છે.

(૮) '**આગપે**' (**પ્રેમભોજન**) શબ્દ પરથી જણાય છે કે એ ક્રિયા પાળવાની છે. કેમકે આ શબ્દ તે ક્રિયાસૂચક શબ્દ છે, અને આ પ્રસંગેજ ચાલુ કરેલો નવો શબ્દ છે.

## ૨. આ ક્રિયાનો હેતુ.

(૧) **પ્રેમની યાદગીરી છે.** યો. ૧૩ ; ૧-૭.

(૨) **ખ્રીસ્તી પ્રેમની નિશાની છે.** યો. ૧૩.

(૩) **થનાર લગ્નજમણની યાદગીરી છે.** લુક ૨૨ ; ૧૫-૧૮.

(૪) **ખ્રીસ્તીઓની એકતાનું વ્યાવહારિક દર્શન છે.** યો. ૧૩ ; ૩૫. એફે. ૨ ; ૧૯-૨૨.

(૫) **પ્રભુ ઇસુ સાથેની એકતા દર્શાવે છે.** પ્રકટી. ૩ ; ૨૦.

એક ઘરના અને એક શરીરના અવયવો હોઇને ઉચ્ચ નીચનો ભેદ રાખ્યા વગર એક ભાણે અને એક પંગતે બેસીને ખાવાથી ખ્રીસ્તીઓમાં એકતા અને ભ્રાતૃભાવનો પાયો ઉંડો થતો જાય છે ( ૧ કોરીં. ૧૧ ; ૨૦, ૨૨, ૩૩, ૩૪ ) ને રોટલી અને પ્યાલાનું મહત્ત્વ વધારે છે. પ્રેમથી ને એકતાથી આ ભોજન સાથે સાથે ખાનારાઓ આકાશમાં થનારા લગ્ન-જમણની યાદ કરે છે. જેઓ જીતે છે તેઓજ ઇસુ સાથે જમશે એ યાદ આવે છે. મારી સાથે ખાનારાએ મારી વિરૂદ્ધ લાત ઉઠાવી છે, એ ધ્યાનમાં આવતાં ઇસુના પ્રાયશ્ચિત્તનું મહત્ત્વ સમજીને રોટલી અને પ્યાલો વધુ વિચારપૂર્વક ને વધુ ગંભીરતાથી લેવા માણસ પ્રેરાય છે, અને પોતાના સાથીદાસ-ભાઇ સાથે નિકટના પ્રેમનો સંબંધ રાખવાને વધુ જાગૃતિ પામે છે.

## ૪. રોટલી અને પ્યાલો—પ્રાયશ્ચિત્તની યાદી.

જેમ પ્રેમભોજન એ ખ્રીસ્તી મંડળીમાં ખ્રીસ્તીઓની અરસપરસની સંગત કે પ્રીતિ, એકતા અને દૃઢતાદર્શક છે, તેમ રોટલી અને પ્યાલો એ પ્રભુ ઇસુની પોતાની સાથેની **સંગત** કે પ્રાયશ્ચિત્તદર્શક છે (૧ કોરીં. ૧૦; ૧૬). જીવનની રોટલીના સંબંધમાં વાત કરતાં પ્રભુએ કહ્યું કે મારૂં માંસ ખરેખરૂં ખાવાનું છે, અને મારૂં લોહી ખરેખરૂં પીવાનું છે. જે એમ કરે છે તેને અનંતજીવન છે; તે મારામાં રહે છે, અને હું તેનામાં રહું છું (યો. ૬; ૫૨-૫૯).

એજ વાતોનો ખુલાસો કરતાં પ્રભુએ કહ્યું કે માંસથી કાંઇ લાભ થતો નથી, પરંતુ જે વાતો હું કહું છું, તે મારી વાતો આત્મા તથા જીવન છે (યોહા. ૬; ૬૩.) અને હું મારૂં માંસ જગતના જીવનને સારૂ આપું છું, (યો. ૬; ૫૧) એટલે જગતનાં પાપના પ્રાયશ્ચિત્તને સારૂ હું પોતાને અર્પણ કરી દઉં છું, અને એ અર્પણ એટલે મારૂં શરીર તમારે સારૂ ભંગાયું છે (માત્થી ૨૬; ૨૬. ૧ કોરીં. ૧૧; ૨૪). તેની યાદગીરી સારૂ આ રોટલી ખાઓ, ને તમારી ખંડણી મેં ભરી છે, ને તમે પાપમુક્ત થયા છો, અને થશો, એની ખાતરી તમારી સાથેના મારા કરારથી જાણશો. એ કરાર લોહી વહેવડાવીને કરૂં છું. તેનું સ્મરણ આ પ્યાલો પીવાથી રાખશો (માત્થી ૨૬; ૨૮). એમ આ અગત્યનો ઉદ્ધારસ્મારકવિધિ પ્રભુએ સમજુતી આપીને સ્થાપ્યો છે, ને તેનું સ્મરણ વારેવારે ક્રિયાથી દર્શાવવું એવી આજ્ઞા કરી છે. એ સારૂ હવે તે વિષે વધુ વિચાર કરીએ.

### ૧. જુના કરારના યજ્ઞો પ્રભુ ઇસુના યજ્ઞમાં પુરા થયા છે. ૧ કોરીં. ૫; ૭, ૮.

પારખા એ છુટકાનો યજ્ઞ હતો, અને એ યજ્ઞ સંપૂર્ણ છુટકો આપનાર ખરો યજ્ઞ થયો નહિ, ત્યાં સુધી ચાલ્યો આવ્યો. તેની સાથે તેનીજ પુરવણીરૂપ અનેક પ્રકારના યજ્ઞો હતા. તે સર્વેની ગરજ સારે એવો સંપૂર્ણ યજ્ઞ એક થયો, એટલે સઘળા યજ્ઞો એમ પ્રભુ ઇસુમાંજ સંપૂર્ણ થયા. હેબ્રી. ૧૦; ૧૦-૧૪.

**૨. માન્ના એ પ્રભુ ઇસુના યજ્ઞનું નિદર્શન હતું.** યોહા. ૬ ; ૪૮-૫૧. તમારા બાપદાદાએ માન્ના ખાધું ને મરી ગયા...પણ જે રોટલી હું આપીશ, તે મારૂં માંસ છે. તે જગતના જીવનને સારૂ હું આપીશ.

**૩. રોટલી અને પ્યાલો તે એ યજ્ઞનું સ્મારકચિહ્ન છે.** ૧ કોરીં. ૧૧ ; ૨૬.

**૪. આ ક્રિયા પાળવાનો હેતુ:—**

(૧) **પ્રભુ ઇસુ ખ્રીસ્તના પ્રાયશ્ચિત્તની યાદી છે.** લુક ૨૨ ૧૯. ૧ કોરીં. ૫ ; ૭ : ૧૧ ; ૨૬.

(૨) **જીવનની રોટલીની યાદી છે.** યોહા. ૬ ; ૪૮-૫૧.

(૩) **પ્રભુ ઇસુ સાથે એકતાની નિશાની છે.** યોહા. ૬ ; ૫૬. ૧ કોરીં. ૧૧ ; ૨૬.

(૪) **આ ક્રિયા આપણા વિશ્વાસનો સાક્ષી છે.** યોહા. ૬ ; ૫૩, ૫૪.

(૫) **આ ક્રિયા પાળવામાં પતિતપણાની કબુલાત છે.** મા. ૨૬ ; ૨૮. ૧ કોરીં. ૧૧ ; ૨૮.

(૬) **આ ક્રિયા પાળનારો નવા કરારમાં ટકી રહેવાનું કબુલ કરે છે.** ૧ કોરીં. ૧૧ ; ૨૫.

(૭) **પ્રભુ ઇસુના પાછા આવતાં સુધી તેનું મરણ બતાવે છે.** ૧ કોરીં. ૧૧ ; ૨૬.

**૫. કોણ અને કઇ શરતે પાળી શકે ?**

(૧) **કેવળ ખ્રીસ્તીઓજ.** યોહા. ૧૩ ; ૧૪-૧૮. ૧ કોરીં. ૧૧ ; ૨૭-૨૯. માત્થી ૨૬ ; ૨૦. જેઓ મંડળીની અને પ્રભુ ઇસુની સંગતમાં છે, જેઓ પુરા વિશ્વાસથી પ્રભુભોજનની ક્રિયા સ્વીકારે છે, તેઓને પ્રભુની મેજ પર બેસવાનો હક છે.

(૨) **બાપ્તિસ્મા પામેલાજ.** ગલ. ૩; ૨૭. ૧ કોરીં. ૧૨; ૧૩. જસ્ટીન માર્ટર કહે છે કે, "જેને આપણે 'યુકરીસ્ટ' કહીએ છીએ, તે ગમે તેનાથી લઇ શકાય નહિ. કેવળ આપણું શિક્ષણ માનનારા અને બાપ્તિસ્મા પામેલાજ તે લઇ શકે." જેરોમ, ઓગસ્ટીન, થેઓફીલાસ બધા કહે છે કે બાપ્તિસ્મા નહિ પામેલાને 'યુકરીસ્ટ' આપવું નહિ.

(૩) **પોતાને પારખીને શુદ્ધ કરનારા.** ૧ કોરીં. ૧૧; ૨૫-૨

(૪) **મૂર્તિપૂજાથી અલગ રહેનારા.** ૧ કોરીં. ૧૦; ૧૪-૨

(૫) **પ્રભુ ઇસુનો કરાર અને હુકમ માનનારા.** લુક ૨૨; ૧૪-૨૩. મા. ૨૨; ૨૬-૨૯. યોહા. ૧૩; ૧-૧૭.

(૬) **અયોગ્ય રીતે ખાનાર પીનાર પોતા પર દંડ આ** છે. ૧ કોરીં. ૧૧; ૨૯-૩૨.

(૭) **ન ખાનારા આત્મિક ખોટમાં ઉતરે છે.** યોહા. ૬; ૫૩-૫૯.

## ૬. પ્રભુભોજન વિષે સામાન્ય વિચાર :–

(૧) પ્રભુભોજન એ વિશ્વાસીઓને માટે કરેલી પ્રભુ ઇસુની યોજના છે. યોહા. ૧૩; ૧-૧૭. લુક ૨૨; ૧૪-૨૧.

(૨) પ્રભુની મંડળીએ પ્રભુભોજન પાળવું જોઇએ. યોહા. ૧૩; ૧૨-૧૭. ૧ કોરીં. ૧૧; ૩૩.

(૩) પોતાની જાણ પ્રમાણે અંતઃકરણને શુદ્ધ કર્યા પછી હરેક ખ્રીસ્તીએ તેમાં ભાગ લેવો જોઇએ. ૧ કોરીં. ૧૧; ૨૮-૩૨.

(૪) આ ખાધા પહેલાં આત્મિક તૈયારીની ગોઠવણ મંડળીએ કર જોઇએ. હેબ્રી. ૧૦; ૨૪, ૨૫.

(૫) પ્રભુભોજનની રોટલી બેખમીરી અને પ્યાલો બીનકેફી જોઇએ. ૧ કોરીં. ૫; ૮.

(૬) ને વિદેશીઓને પ્રદર્શનરૂપ નથી, એટલે કે એ જાહેર સાર્વજનિક સભા નથી. આ લેનારાઓ ભજનસ્થાનમાં એકાંતે ભેગા થાય ને પાળે. પ્રે. કૃ. ૨; ૪૧, ૪૨, ૪૬.

(૭) પ્રભુભોજનના ખોરાક વિષે કશો નિયમ નથી. રોજનો સાદો ખોરાક ચાલે. પ્રે. કૃ. ૨; ૪૬.

(૮) પ્રભુભોજન એ સાંજના વખત સાથે લેવું જોઇએ, એટલે વખત સાંજનો અને સાથે (પ્રેમભોજન) ખાણું. એમાં દહાડાને અને ઇસુ સાથે વિસામો લેવાનો અર્થ છે. માત્થી ૨૬; ૨૦. યો. ૯; ૪. પ્રકટી. ૧૯; ૯.

(૯) પુરી ગંભીરતાથી, નમ્રતાથી અને પ્રેમપૂર્વક પાળવું જોઇએ. ૧ કોરીં. ૧૧; ૧૭-૩૪.

(૧૦) પ્રભુભોજનની ક્રિયાનાં ત્રણ અંગ છે. તે દરેકનું નામ જુદું છે. ૧ પગ ધોવા (Feet-washing) ૨. પ્રેમભોજન (Love Feast-Agape) ૩. પ્રાયશ્ચિત્ત કે સંગત (Communion or Eucharist) એ ત્રણે મળીને **પ્રભુભોજન** કહેવાય છે. પ્રભુભોજનમાં રહેલો અર્થ એક અંગથી સરતો નથી, એટલે એમાંની એકાદ ક્રિયા વગર ચલાવી લેવાય નહિ. યોહા. ૧૩; ૧-૩૫.

## પ્રકરણ ૭ મું.

# માંદાંઓને તેલ ચોળવા વિષે.

### ૧. પ્રસ્તાવના.

**તને સાજો કરનાર દેવ યહોવાહ હું છું. નિર્ગ. ૧૫; ૨૬.**

જુના કરારમાંનું આ વાક્ય "**તને સાજો કરનાર હું યહોવાહ છું,**" તે નવા કરારના માત્થી ૮; ૧૭ સાથે સરખાવીએ તો બરોબર બંધબેસતું આવે છે. અહીં એમ કહે છે કે તેણે પોતે આપણા મંદવાડ લીધા અને રોગ ભોગવ્યા. પહેલામાં જે દિલાસો ને વચન છે, તે આમાં અનુભવ અને છુટકારો છે.

કોઇનો નાશ થાય એવી પ્રભુની ઇચ્છા નથી. દેવનાં છોકરાં પાપ ભોગવે, કે પાપનો દંડ ભોગવે એવું દેવ જોવા ચહાતો નથી. તેથીજ પ્રાચીનકાળથી આ વાતો અનુભવાતી આવી છે, ને સંતોએ પ્રગટ કરી છે, કે તે તારાં પાપ માફ કરે છે ને તારા સઘળા રોગ મટાડે છે; તે તારો જીવ નાશથી બચાવે છે, ને તને કૃપા તથા રહેમનો મુગટ પહેરાવે છે. ગી. ૧૦૩; ૩, ૪. પરંતુ આ સંદેશો માને છે કોણ! જેટલાએ એ પર વિશ્વાસ કર્યો છે, તેઓ વિશ્વાસનો બદલો પામ્યા છે, જેમકે તારા વિશ્વાસ પ્રમાણે તને થાઓ, ને તેની આંખો ઉઘડી ગઇ. માત્થી ૯; ૨૭-૩૦.

જ્યારે કોઇ પાપ કરે, ત્યારે દોડતાં વધસ્તંભ પાસે જાય છે; પણ માંદાં પડે ત્યારે જાણે કે પ્રભુને વધારે તસ્દી આપવાની મરજી નહિ હોય એમ કરે છે. મોટી બાબતો ત્યાં લઇ જાય, પણ નાની નહિ, એનું શું કારણ? શું ઇસુએ અડકવાનું બંધ કર્યું? કૃપા થઇ રહી? વખત જતો રહ્યો?

હેબ્રી. ૧૩; ૮. તે સર્વકાળ તેવોને તેવોજ છે. જે માંહેનું શુદ્ધ કરે છે તે બહારનું કેટલું વિશેષ શુદ્ધ ને સાફ કરશે? તેણે કહ્યું છે કે, જે મારી પાસે આવે છે તેને હું કાઢી નહિજ મુકીશ. યોહા. ૬; ૩૭. આકાશ

તથા પૃથ્વી પર સઘળો અધિકાર મને અપાયો છે. જાઓ, શિષ્ય કરો, બાપ્તિસ્મા આપો, શિખવો, અને માંદાંઓને સાજાં કરો. હું તમારી સાથે છું, એવી આજ્ઞા પણ કરી. માત્થી ૨૮; ૧૮-૨૦. માર્ક ૧૬; ૧૫-૧૭.

પણ શું આ અધિકાર શિષ્યોનેજ હતો એમ નહિ? ના, પ્રત્યેક વિશ્વાસ કરનારનો હક આ છે. જુઓ માર્ક ૧૬; ૧૭, ૧૮. વિશ્વાસ રાખનારાઓની સંઘાતે આ ચમત્કારો થશે. ભૂતો કાઢશે,...સર્પોને ઉઠાવશે, ઝેરમુક્ત રહેશે, માંદાંઓ પર હાથ મુકશે, અને સાજાં થશે. માંદાં હોય તો વડીલો બોલાવો ને અભિષેક કરો. યાકૂ. ૫; ૧૩-૧૬. આ સર્વેનો શો અર્થ હશે?

લોહીવાવાળી સ્ત્રીએ પોતાના મનમાં કહ્યું કે, જો હું માત્ર તેના લુગડાની કોરને અડકું તો સાજી થઇશ. મા. ૯; ૨૧, અને જમાદારે કહ્યું કે, તું કેવળ શબ્દ કહે, એટલે મારો ચાકર સાજો થશે. મા. ૮; ૮. બેઉ ફળ પામ્યાં, શું આજે તેના શબ્દો તમારી પાસે નથી? તે શબ્દ કહે તો બસ નથી શું? શબ્દથી-વચનોથી શાસ્ત્ર ભરેલું છે. 'માગો તો મળશે.' પણ યાદ રાખો કે તમારા વિશ્વાસ પ્રમાણેજ તમને મળવાનું છે.

ડાક્ટરનું ચપ્પુ ઘણી વખતે પાછું પડશે, અને વૈદો નિરાશ થશે, પણ પ્રભુ ઇસુનું નામ અને તેનું વચન કદી અમથું કે નિષ્ફળ નિવડશે નહિ. ડાક્ટરોના હાર્યા પછી ઇસુનું નામ જય પામ્યું છે એવા બનાવો તમે જોઇ શકશો. તો જે કદિ નિર્ગત થતો નથી, ને બદલાતો નથી તેની પાસે દાદને માટે પહેલાંજ જવું એ કેટલું બધું દુ:ખ અને ચિંતા બચાવનારૂં છે! જ્યાં ઇસુનું નામ અડક્યું, ત્યાં દુ:ખની હદ પુરી થાય છે. ( Miracles of Healing. )

## ૨. મંદવાડ વિષે.

પ્રભુ ઈસુના જમાનામાં અને અસલ મંડળીમાં માંદાંઓને તેલ ચોળીને તેમના માથા પર હાથ મુકીને તેમના સાજાપણા સારૂ પ્રાર્થના કરવામાં આવતી, અને એ રીતે માંદાંઓ સાજાં થતાં હતાં, એવા લેખ આપણને શાસ્ત્રમાં મળે છે. માર્ક ૬; ૧૩. યાકૂ. ૫; ૧૪-૧૬. પ્રે કૃ. ૨૮; ૮.

અને એજ લેખ પરથી પ્રાચીન મંડળીઓ તેલ ચોળવાની ક્રિયાને મંડળીની એક પવિત્ર અભિષેકની ક્રિયા તરીકે પાળતી હતી, એવા અનેક પુરાવા આપણને ઇતિહાસમાંથી મળે છે. વળી ચાલુ જમાનામાં પણ હજી કેટલીક મંડળીઓ તે ક્રિયા પાળે છે. એ સારૂ આપણે આ બાબત વિષે વિચાર કરીએ. આ ક્રિયા વિષે વિચાર કરીએ તે સાથે સાથે મંદવાડ ને તેનાં કારણો વિગેરે વિષે પણ વિચારવું તે ઠીક પડશે.

**૧. મંદવાડ શું છે?**

(૧) **પાપનો શાપ.** ઉત. ૩; ૧૬-૧૯. શરીરનું બંધારણ વિકારી કરવામાં આવ્યું.

(૨) **શરીરની કુદરતી ખોટ.** યોહા. ૪; ૬. ચાલવાથી થાક લાગે, તેમ ઘસારો માંદગી લાવે.

(૩) **શરીરમાં બહારના દુશ્મનોનું પેસવું.** પ્લેગ વગેરેનાં જંતુઓ, અને બાહ્ય રજકણો શરીરમાં દાખલ થવાથી માંદગી આવે છે. ટુંકામાં શરીરના નિયમોનો ભંગ, અને શરીર સાંચામાં ભંગાણ એ માંદગી છે.

**૨. મંદવાડ આવવાનું કારણ શું છે?**

(૧) **મંદવાડ એ સ્વાભાવિક છે.** ગીત. ૧૦૩; ૧૪-૧૬. ઉત. ૩; ૧૯. શરીર ધૂળનું છે. તે શાપિત થયાથી ધૂળમાં મળવાનું છે, અને તે થવા સારૂ ઉપર બતાવ્યા પ્રમાણે તે નબળાઇને આધીન થાય છે, એટલે મંદવાડ એ સ્વાભાવિક રીતે આવી જાય છે.

(૨) **માણસ અચાનક જોખમમાં આવી પડે છે.** લુક ૧૩; ૧-૫. સીલોઅમના બુરજનું દૃષ્ટાંત લઇને પ્રભુ પોતે એ વાત સમજાવે છે. આવા આવા બનાવો બીજાને પસ્તાવાને સારૂ ચેતવણીરૂપ છે.

(૩) **કોઈવાર શેતાન તરફથી મંદવાડ આવે છે.** પ્રે. કૃ. ૧૦; ૩૮. લુક ૧૩; ૧૬. દુ:ખનું મૂળ તેનામાં છે.

(૪) **કોઈવાર માણસનાં પાપને લીધે મંદવાડ આવે છે.** નિર્ગ. ૨૦; ૫. ૧ કોરીં. ૧૧; ૩૦. પાપ શરીરના તથા આત્માના નિયમ ભંગ કરે છે, અને તેને પરિણામે તે ભોગવે છે. ચાંદી–ટાંકી જેવા રોગ પાપનું પરિણામ છે.

(૫) **કોઈવાર ભુંડાઈની શિક્ષા બદલ દેવ મંદવાડ મોકલે છે.** ૨ કાળ. ૨૧; ૧૮, ૧૯. પુન. ૨૮; ૧૫ ૨૫. યહોરામના જેવા અનેક દાખલા આપણને શાસ્ત્રમાંથી મળશે. ગણ. ૧૨; ૧૦. ૨ શમૂ. ૨૪; ૧૩, ૧૫.

(૬) **પાપી સાથે સારાને પણ ખમવું પડે છે.** માત્થી ૨૩; ૩૫. યુના ૧; ૪ ૧૨. ઘરમાં એક માંદું પડે, તેની સાથે ઘરનાં બીજાં માણસ પણ ઉજાગરાદિ સેવાથી માંદાં પડે છે.

(૭) **કસોટી માટે કોઇવાર આધિ, વ્યાધિ ને ઉપાધિ આવી પડે છે.** ( અયુબનું દૃષ્ટાંત ).

(૮) **દેવનાં કામના પ્રકટીકરણ માટે કોઇવાર આવી પડે છે.** યોહાન ૯: ( જન્મનો આંધળો ) માણસની માંદગીથી ઘણીવાર તેનો કે બીજાઓનો વિશ્વાસ વધે છે ને દેવનો મહિમા થાય છે. લાજરસનો મંદવાડ એવો હતો. યોહાન ૧૧. ૨ કોરીં. ૧૨; ૭.

(૯) **બીજાને બચાવવા માણસ જોખમમાં ઉતરે છે.** ૨ કોરીં. ૧૧; ૨૩–૨૮. પાઉલનાં દુ:ખસહન. માંદાંઓને બચાવવા ડાકટરો પોતાનો જીવ જોખમમાં નાખે છે, ને ઘણીવાર રોગના ભોગ થઇ મરી જાય છે.

## ૩. મંદવાડ અને દુ:ખે શું ઉપજાવવું જોઇએ ?

એનો આધાર માણસ શી રીતે વેઠશે તે ઉપર છે.

(૧) **દુ:ખ દેવના નિયમો શિખવે છે.** ગીત. ૧૧૯; ૭૧. દાઉદનો અનુભવ.

(૨) **દુ:ખ નમ્રતા શિખવે છે.** ૨ કોરીં. ૧૨; ૭. પાઉલનો અનુભવ.

(૩) **તેથી ખ્રીસ્તીઓનો મહિમા ને આનંદ વધે છે.** ૨ કોરીં. ૪; ૧૭. પ્રે. કૃ. ૫; ૪૧. પ્રેરિતોનો અનુભવ.

(૪) **તેથી બીજાને દિલાસારૂપ થવાય છે.** ૨ કોરીં. ૧; ૧–૪. જેણે દુ:ખ જાણ્યું નથી, તે બીજાને તેવા દુઃખ વિષે દિલાસો આપવાને શક્તિમાન નથી. તેનો દિલાસો અમથા શબ્દો છે. અયુ. ૧૬; ૧–૫.

(૫) **તેથી બીજાઓને ચેતવણી મળે છે.** ૧ કોરીં. ૧૦; ૬–૧૨. આગીયા સર્પોથી લોક નાશ પામ્યા, તેથી બીજા પસ્તાવિક થયા. ગણ. ૨૧; ૪–૭.

(૬) **તેથી દેવનો મહિમા થાય છે.** યોહા. ૯ અને ૧૧ અધ્યાય. ( આ બેઉ અધ્યાય વાંચો ).

(૭) **આત્મિક માણસનો શોક દિલાસો ઉપજાવે છે.** માત્થી ૫; ૪. ગમે તેવો મંદવાડ કે દુઃખ આવી પડે, તો તેથી જરાએ ન ગભરાતાં ધીરજથી અને શાંતિથી તેનું કારણ શોધવું, પ્રાર્થના કરવી, અને દેવની ઈચ્છાને આધીન રહી બબડયા વગર, કે કોઇને દોષ દીધા વગર એનું સ્વરૂપ સારૂં જોવા પ્રયત્ન કરવો જોઇએ. 'પગ ભાગ્યો,' તો કહે " સારાને સારૂ," એવો આત્મા રાખનાર દુઃખમાં પણ સુખ જુએ છે, ને અનુભવે છે.

૪. **મંદવાડ મટાડવા ઉપાય કરવા કે નહિ? કરવા તો કેવા?**

(૧) **તંદુરસ્તીની હદ છે.** ૧ યોહા. ૫; ૧૬. ૧ કોરીં. ૧૫; ૨૫–૨૬. જે છેલ્લો શત્રુ નાશ પામશે તે મરણ છે, અને મરણ પાપનું વેતન છે. તે એક વખતે આવવાનુંજ છે.

(૨) **તંદુરસ્તીનો ઉપાય પ્રભુએ કુદરતમાં મુકયો છે.** જે કારણથી તંદુરસ્તી બગડી લાગે તે કારણ દૂર કરવું, અને કુદરતનાં સાધનો વાપરવાં. જેમ ભૂખનું દુઃખ મટાડવા ખોરાક છે, તેમ શરીરનું દુઃખ મટાડવા પણ કુદરતમાં ખોરાક છે. એ

ખોરાકનું રહસ્ય જાણવાનું કૃપાદાન વૈદો, હકીમો, ડાક્ટરો વગેરેને પ્રભુએ આપ્યું છે. માટે તેઓની પાસે શરીરસુખાકારીની જે સલાહ કે ચિકિત્સા હોય, તેનો ડહાપણથી ઉપયોગ કરવો જોઇએ. આ સ્વાભાવિક માર્ગ છે. જે માણસથી બને તે માણસે કરવું જોઇએ, ને તેમાં દેવની મદદ પણ માગવી જોઇએ.

વિશ્વાસથી સાજાપણું એ અસાધારણ બીના છે. તેની પાછળ ઘણી વાર દેવનો કંઇક ખાસ ઇરાદો હોય છે. એ ઇરાદો દવાથી નહિ, પણ દેવની ચામત્કારિક કૃપાથી પુરો થાય છે. એની જાણ ઘણીવાર દરદીને અને બીજાઓને પણ પાછળથી થાય છે. વાંચો લાજરસનો મંદવાડ. યોહાન ૧૧ ; ૪, ૧૫, ૪૨, ૪૫. અને પ્રે કૃ ૪ ; ૨૭-૩૧.

એ માટે માણસના ખાસ હિતને અર્થે દેવ વારંવાર પોતાનો હાથ આમ ખાસ રીતે લંબાવે છે, ને ચામત્કારિક સાજાપણું આપે છે.

(૩) **હિઝકીયાહે અંજીરીના ચકતાથી ગુમડું મટાડેલું.** યશા. ૩૮ ; ૨૧.

(૪) **પ્રભુ ઇસુ લોકોનાં દુ:ખ ટાળતો.** માત્થી ૮ ; ૨૩. લુક ૧૦ ; ૩૪-૩૭ (ચારે સુવાર્તા).

(૫) **પ્રેરિતો માંદાંને સાજાં કરતા.** પ્રે. કૃ. ૩ ; ૧૯ : ૧૧ ; ૨૭, ૩૪, વગેરે. આ બે વાતોમાં કુદરત નહિ પણ ઇશ્વરની ખાસ કૃપા મંદવાડ મટાડનારી છે, અને વિશ્વાસીઓ ખાસ આગ્રહથી (લુક ૧૮; ૭), વિશ્વાસથી (માર્ક ૧૧. ૨૪). ક્ષમાભાવથી (માર્ક ૧૧ : ૨૫), આજ્ઞાંકિતપણાથી (૧ યોહા. ૩; ૨૨) અને પ્રભુ ઇસુને નામે (યોહા. ૧૪ ; ૧૪) પ્રભુ પાસે કૃપા માગે અને બચાવ પામે છે.

(૬) **કેટલાએક દેવની ઇચ્છા પ્રમાણે સહે છે.** ૨ કોરીં. ૧૨ ; ૮. રૂમી. ૮ ; ૨૮. સરખાવો પ્રે. કૃ. ૧૯; ૧૧. ૨ તીમો. ૪; ૨૦.

(૭) **માંદાનો અભિષેક કરવો.** માર્ક ૬; ૧૩. યાકૂ. ૫; ૧૩-૧૮.

## ૩. માંદાનો અભિષેક કરવા વિષે.

### ૧. માંદાની બાબતમાં જાણવાજોગ.

**(૧) તે મંડળીનો માણસ હોવો જોઇએ.** યાકૂ. ૫ : ૧૫.

**(૨) તેણે પોતાના ઋણીઓને માફ કર્યા હોવા જોઇએ.** યાકૂ. ૫ ; ૧૬. માર્ક ૧૧ ; ૨૫, ૨૬.

**(૩) તેણે પોતાનાં પાપ કબુલ કરવાં જોઇએ.** યાકૂ. ૫ ; ૧૬. તેનું હૃદય તેને મારે નહિ ત્યાં સુધી તેની જાણ પ્રમાણે પોતાના હૃદયની તપાસ કરવી જોઇએ, વળકે તે પ્રભુ સાથે ને સર્વ સાથે સમાધાનીમાં હોવો જોઇએ.

**(૪) તેણે પોતાની ખુશીથી આ ક્રિયાની માગણી કરવી જોઇએ.** યાકૂ. ૫ ; ૧૪.
આ ક્રિયા વિષે બીજાઓ તેને સમજાવે ને તે માટે વિશ્વાસ ઉત્પન્ન કરાવે, કે તેની માગણી કરવાનું મન ઉત્પન્ન કરે એમાં કાંઈ વાંધો નથી, ઉલટું તે જરૂરનું છે.

**(૫) મંડળીના વડીલોને બોલાવવા.** (૫ ; ૧૪). વડીલો ન હોય તો ઉપદેશક કે સેવક પણ ચાલે. મતલબ કે મંડળીના ઠરાવેલા અધિકારીઓને બોલાવવા.

**(૬) તેણે પોતાને દેવને સોંપી દેવો જોઇએ.** લુક ૨૨ ; ૪૨, એટલે સંપૂર્ણપણે તેણે આધીન થઇ જવું જોઇએ. દેવ ગમે તે પરિણામ લાવે પણ હું ખુશી છું એવુ શાંત અંતઃકરણ રાખીને દેવ પર સર્વ બોજ નાખી દેવો જોઇએ.

**(૭) તેનો વિશ્વાસ સ્થીર હોવો જોઇએ.** યાકૂ. ૧ . ૬, ૭. હેબ્રી. ૧૧ ; ૬. માર્ક ૧૧ ; ૨૪. કોણ જાણે આપશે કે કેમ? માગી તો જોઇએ, એનું નામ વિશ્વાસ નથી. એક સ્ત્રીએ પોતાના રસ્તામાંની ટેકરી ખસેડવા પ્રાર્થના કરી. પછી સવારે ઉઠીને જોયું તો ટેકરી ત્યાંજ હતી. પછી તે બોલી કે, "હું નહોતી જાણતી કે એ તો નથી ખસવાની!" એ વિશ્વાસ ન

કહેવાય. પ્રાર્થના કરો ને ખાતરીથી જાણો કે દેવ તો મારો બાપ છે, એટલે જો આ લાભદાયક હશે તો જરૂર આપશે.

## ૨. વિશ્વાસની વૃદ્ધિ માટે જાણવાજોગ.

### (અથવા સાજાપણાની કૃપા માટે વિશ્વાસનો પાયો.)

(૧) **આપણું ચલનવલન દેવથી છે.** પ્રે. કૃ. ૧૭; ૨૮. આપણી શક્તિનું મૂળ તે છે. તેનાથી આપણે જીવીએ છીએ, હાલીએ ચાલીએ ને હોઇએ છીએ.

(૨) **આપણું શરીર દેવનું મંદિર છે.** ૧ કોરીં. ૩; ૧૬. મંદિરના માલિકને મંદિરની ફિકર છે, ને તેની હરેક સ્થિતિ તે જાણે છે. તેનો નાશ થાય એવી તેની ઇચ્છા નથી.

(૩) **આપણે ખ્રીસ્તના અવયવો છીએ.** એફે. ૫; ૩૦. શરીરના માલિકને પોતાના તમામ અવયવની તાજગીજ ગમે છે, ને તે બધી નુકસાની સમારે છે.

(૪) **ખ્રીસ્ત આપણામાં રહે છે.** ગલા. ૨; ૨૦. જેનામાં ખ્રીસ્ત રહે છે, તેને તે સર્વ શ્રાપથી મુક્ત રાખે છે. જો કોઇ અનાજ્ઞાંકિત થયાથી બંધનમાં આવે, તો પસ્તાવાથી તેને છોડાવે છે.

(૫) **દેવે સાજાપણાની કૃપા માટે વચન આપ્યું છે.** ગી. ૧૦૫; ૩૭. નિર્ગ. ૧૫; ૨૬: ૨૩; ૨૫. ૧ કોરીં. ૧૨; ૯, ૩૦. માર્ક ૬; ૫. યાકૂ. ૫; ૧૪–૧૬. દેવનાં વચન કદી મિથ્યા થાય નહિ. તે સદા સાચાં ને સ્થિર છે.

(૬) **સર્વ શ્રાપથી છોડાવવા ખ્રીસ્તે પ્રાયશ્ચિત્ત કર્યું છે.** યશા. ૫૩; ૪. મા. ૮; ૧૭. પ્રે. કૃ. ૧૦; ૩, ૮. દેવનો પુત્ર એ સારૂ પ્રગટ થયો કે શેતાનનાં સર્વ કામનો તે નાશ કરે. ૧ યોહા. ૩; ૮. શરીરના રોગ, મનના રોગ, એ સર્વ શેતાનથી છે. એ સર્વથી વિશ્વાસીઓને છુટા કરવા સારૂ ખ્રીસ્તે પ્રાયશ્ચિત્ત કર્યું છે.

(૭) **આપણી સહાયને સારૂ પવિત્ર આત્મા અપાયો છે.** ૧ કોરીં. ૩; ૧૬: ૧૨; ૪-૩૧. રૂમી. ૮; ૨૬, ૨૭. તે આપણી ગરજ પ્રમાણે આપણી મદદ કરે છે.

**ટીપ**-માત્થી ૧૦; ૨૯-૩૦. "પૈસાની બે ચલ્લી વેચાતી નથી શું? તોપણ તમારા બાપની ઇચ્છા વગર તેમાંથી એક ભોંય પર પડનાર નથી. તમારા માથાના નિમાળા પણ બધા ગણેલા છે. તે માટે બિહો મા. ઘણી ચલ્લીઓ કરતાં તમે મૂલ્યવાન છો."

### ૩. તેલ ચોળવાની બાબતમાં જાણવાજોગ.

(૧) **વડીલો આગળ માંદાએ પોતાના અંતઃકરણની સ્થિતિ જણાવવી.** તેનું અંતઃકરણ શાંત છે, અને સાજા થવાના વિશ્વાસથી કે દિલાસો પામવાની ઇચ્છાથી તે આ અભિષેકની માગણી કરે છે, વગેરે હૃદયની વાત કહેવી. પાપ હોય તો કબુલ કરવાં, ને જાણે કે પોતાનો છેવટનો ન્યાય કરીને પોતાને દેવના હાથમાં સોંપવો. યાકૂબ ૫; ૧૬.

(૨) **માંદાના બિછાના પાસે આ ક્રિયા કરવા ભેગા થવું.** વડીલો સાથે કેટલાક સભાસદો આવે, અને સૌ એક ચિત્તે વિશ્વાસથી ક્રિયામાં ભાગ લે. યાકૂબ ૫; ૧૪.

(૩) **ક્રિયા ચલાવનાર વડીલે શાસ્ત્રપાઠ** (યાકૂ. ૫; ૧૪-૧૬) **વાંચી પ્રાસંગિક સવાલો પુછવા.** જેવા કે—પ્રભુ પર તમારો વિશ્વાસ સ્થિર છે? તમારી જાણ પ્રમાણે તમે સર્વ સાથે ને પ્રભુ સાથે સમાધાનીમાં છો? પ્રભુ તમને સાજાપણું આપી શકે છે એવો તમે વિશ્વાસ કરો છો? સાજાપણું આપવાને બદલે પ્રભુ તમને બોલાવી લે, તો તેની પાસે જવા તૈયાર છો? વગેરે.

(૪) **પ્રભુને નામે માંદાને માથે તેલ ચોળવું.** ચલાવનાર વડીલના હાથમાં બીજા વડીલે તેલ રેડવું, એટલામાં ચલાવનાર વડીલ માંદાને કહે કે (૧) પાપ નિવારણ કરવા સારૂ, (૨)

વિશ્વાસ દૃઢ કરવા સારૂ (૩) અને શરીરના સાજાપણાને સારૂ તમને પ્રભુને નામે, તેલ ચોળવામાં આવે છે. એમ ત્રણ વખત તેલ લઇને ચોળવું ( અમુકજ પ્રકારનું તેલ હોવું જોઇએ એવી જરૂર નથી, કેમકે પરાક્રમ સાધનમાં નથી પણ ઇશ્વરમાં છે; માટે સાધારણ મીઠું તેલ પણ વાપરી શકાય ). પછી

(૫) **બેઉ વડીલોએ પોતાના હાથ માંદાના માથા પર મૂકવા.** પ્રથમ ચલાવનાર વડીલ એક હાથ મૂકે, પછી બીજો વડીલ એક હાથ મૂકે, પછી પહેલો વડીલ બીજો હાથ મૂકે ને બીજો વડીલ બીજો હાથ મૂકે, પછી

(૬) **માંદાના હકમાં પ્રાર્થના કરવી.** પ્રથમ ચલાવનાર વડીલ માંદાની ગરજ ધ્યાનમાં લઇ ખાસ પ્રાર્થના કરે, અને તેમજ પછી બીજા વડીલ કરે.

(૭) **પ્રાર્થનામાં ઈશ્વરેચ્છાને મુખ્ય કરવી.** હરેક માણસે એકવાર મરવાનું છે. વખતે એવું પણ હોય કે આ મંદવાડ મરણનું દ્વાર હોય, અને એ ન જાણીને આપણે માગ્યા કરીએ કે પ્રભુ સાજાપણુંજ આપ, એ શોભે નહિ, એ માટે એવી પ્રાર્થના કરવી જોઇએ કે, હે પ્રભુ, જો આ મંદવાડ તારી ઇચ્છા પ્રમાણે મરણનું દ્વાર ન હોય, તો તેને તારી કૃપાથી જે સાજાપણું તે આપ, ને મહિમાવાન થા. કૃપાને સારૂ પસ્તાવિક અંતઃકરણથી ઇશ્વરને શરણે ગએલો માણસ જરૂર આશીર્વાદ પામશે, કેમકે પ્રભુ પાપના શ્રાપની સામે લડે છે.

## અભિષેક બાબતે અસલ મંડળીઓની સાક્ષી.

(૧) **ઇરેનીયસ** ( ઇ. સ. ૧૩૦ માં ) લખે છે કે, "હજીએ માંદાઓ પર હાથ મુકાય છે, ને ફરીથી પાછું સંપૂર્ણ સાજાપણું મેળવાય છે."

(૨) **જસ્ટીન માર્ટર** (ઇ. સ. ૧૫૦ ) રૂમી બાદશાહને લખે છે કે, "જાદુગરો કદી પણ કરી શક્યા નહિ, એવાં અસંખ્ય માંદાં

અને ભૂતપીડિતોને આખી દુનિયામાં ને તમારા શહેરમાં **ખ્રીસ્તી-ઓએ** હાથ મૂકીને સાજા કર્યાં છે."

(૩) **ક્લેમેન્ટ** (ઇ. સ. ૨૨૦ માં) "વિદ્વતારચિત શબ્દોથી નહિ, પણ ઉપવાસ, વિશ્વાસ અને પ્રાર્થનાથી ઘણાંએ સાજાપણાનો આશીર્વાદ લીધો છે."

(૪) **ઓગસ્ટીન** (ઇ. સ. ૩૫૪ માં) "મંડળીનો ઇતિહાસ ખુલ્લું દેખાડે છે કે તૈલાભિષેકથી સાજા થવાનો વિધિ અગાઉ મંડળીમાં સ્થાપિત થએલો હતો."

(૫) **તર્તલીઅન.** તે કહે છે કે, "પ્રોક્યુલુસે તેલ ચોળીને સિવેલુસને સાજો કર્યો હતો."

(૬) **ત્રીજું સૈકું.** એવો ઠરાવ થયો કે "અભિષેકનું તેલ મુખ્ય વડીલ તૈયાર કરે. પછી હરકોઇ વાપરી શકે."

(૭) **પાંચમું સૈકું.** એવો ઠરાવ થયો કે, "વડીલ સિવાય બીજાએ તેલ ચોળવું નહિ."

(૮) **બારમું સૈકું.** ફ્લોરેન્સમાંની કાઉન્સીલે આ ક્રિયાનો એવો અર્થ કર્યો કે, "તે ક્રિયા મરણની તૈયારીસૂચક છે."

(૯) **ટ્રેન્ટની સભાએ** એવો ઠરાવ કર્યો કે, "આ ક્રિયાને સાત ક્રિયાઓમાંની એક ગણવી."

(૧૦) **વાલ્ડેન્સીયન ચર્ચ** (ઈંગ્લાંડમાં) આ ક્રિયા હજીએ સંપૂર્ણપણે પાળે છે. એ સિવાય બીજી ઘણી મંડળીઓ એ ક્રિયાથી મંડળીને આશીર્વાદ પમાડે છે.

## પ્રકરણ ૮ મું.

# માફી વિષે શાસ્ત્રશિક્ષણ.

## ૧. માફી વિષે સામાન્ય વિચાર.

દુનિયાની ધાર્મિક પ્રગતિમાં માફી શબ્દ એ કેવળ ખ્રીસ્તી સાહિત્યમાંજ
, માણસનાં પાપ માફ કરીને દેવ તેને સ્વર્ગે લે એવી રચના ખ્રીસ્તી
ના બીજે કોઇ ઠેકાણે નથી.

એનો મૂળ પાયો પ્રીતિ છે. પ્રીતિ સહનશીળ તથા પરોપકારી છે.
ું ખમે છે, અને સઘળાંનું સહન કરીને પરહિત સારૂ જીવ આપતાં
ાણુ પાછી પડતી નથી. તે કદી ખૂટતીજ નથી. તેમાંથી માફીનો
નીકળી આવે છે.

દેવ દયાળુ છે, અને કોઇનો નાશ થાય એવું તે ચહાતો નથી; તેમ
ી છે, એટલે કોઇને શિક્ષા આપવા વગર છોડી પણ દેતો નથી. જો
ણુસને તેનાં પાપની શિક્ષા આપે, તો કોઇ ન્યાયી ઠરીને તેની હજુરમાં
કે નહિ; કારણુ કે સઘળાંએ પાપ કર્યું છે.

આથીજ દેવે પોતાના પુત્રને પાપીઓને સારૂ પ્રાયશ્ચિત્ત થવા માટે
દીધો, કારણુ કે તે પ્રીતિ છે. તેણે આવીને પાપીઓને સહેવાની
પોતે સહી, અને પાપીઓને કે તેનો આશરો લેનારાઓને તેણે મફત
ેલ્યા; એટલે તેમને સારૂ ભરેલું દેવું તેમને માફ કર્યું. એમ દેવના
ી માફી નીકળી અને ખ્રીસ્તી મંડળીનો મુખ્ય આદર્શ શબ્દ બની છે.

પરંતુ આમ છુટકો આપીનેજ પ્રભુ ખસી રહ્યો નથી. તેની ઇચ્છા
ભાવની એ શ્રેષ્ઠતા પોતાના અનુયાયીઓમાં ઉત્પન્ન કરવાની હતી;
કે માણુસનો પતિત સ્વભાવ બદલાઇને દેવનો પવિત્ર સ્વભાવ આવે
ત્યાં સુધી કોઇ તેના રાજ્યમાં પ્રવેશ પામી શકે નહિ. માટે જીવનનું
ચ ધોરણુ તેણે પોતાના જીવનથી વ્યવહારૂ કરી બતાવ્યું છે.

સતાવનારાઓને આશીર્વાદ દેવો, પૂંઠે લાગનારાઓને સારૂ પ્રાર્થના કરવી, મારનાર સામે ગાલ ધરવો, અને જુલમગારની અનુકૂળતા સાચવવી, એ કાંઇ સાધારણ વાત નથી. સર્વ સંજોગોમાં સર્વ પ્રકારે ખમવું, અને દુષ્કર્મી વિરોધીઓના હિતમાં રસ લઇ તેમના દોષની આપણે માફી માગવી, કે જુલમ વેઠીને પણ જુલમગારને બચાવવો, એ પ્રેમનો નિયમ કે માફીનો સિદ્ધાંત છે.

જુઓ પ્રભુનાં વચનો. "તમારા સતાવનારાઓને આશીર્વાદ આપો. આશીર્વાદજ આપો, શ્રાપ આપતા ના. જેઓ તમારો દ્વેષ કરે અને પૂંઠે લાગે, તેઓને સારૂ પ્રાર્થના કરો. એમ કર્યાથીજ તમે દેવના દીકરા થશો." માત્થી ૫; ૪૩-૪૮.

જેવી વાણી તેવું વર્તન જુઓ. નિમકહરામ યહુદાએ તેને પરસ્વાધીન કરાવવાની યોજના કરી મૂકી હતી, અને તે વિનાશનો દીકરો થઇ ચૂક્યો હતો, છતાંએ તેનો તિરસ્કાર કરવાને બદલે છેલ્લી પળે પણ તેને ક્ષમાભાવથી મિત્રાઇનો કોળિયો આપ્યો.

જેમ કોઇ બહારવટિયાને પકડવા આવે, તેમ લોકો હથિયારો લઇને એ દિવ્ય વ્યક્તિને પકડવા આવે છે. 'કોને શોધો છો' એટલું કહેતાં તો તેના શબ્દપ્રભાવથી તે આખી ટુકડી ઢળી પડે છે. છતાંએ તેમના ઉપર રોષ કરવાને બદલે પીતરે કાપી નાખેલો કાન તે સાજો કરે છે. આવે પ્રસંગે લોકો ઓથ શોધે અને સાથ મેળવે, પણ પ્રભુ તો કહે છે કે, તારી તરવાર મ્યાનમાં પાછી ઘાલ. પછી તે રાજીખુશીથી તેઓના કબજામાં જાય છે. આ ક્ષમાદષ્ટિની ઉચ્ચતાનો ખ્યાલ કરો.

આગળ વધીને જુઓ કે તાકાત વગરના હુકમના ગુલામ સિપાઇઓ તેને શું કરે છે. તેની મશ્કરી કરે છે, તેના પર થૂંકે છે, તમાચા મારે છે, શૂળોનું સુંથીઉં ગુંથીને માથે મુગટરૂપે મૂકી કાંટા કપાળમાં ખુંપાવે છે, કોરડા મારે છે, હાથે પગે ખીલા ઠોકે છે, અને શબ્દથી તેમજ કૃત્યથી સતાવાય તેટલું સતાવે છે, પણ પ્રભુ તેમના હકમાં શું કરે છે. "બાપ, તેઓને માફ કર, કેમકે તેઓ શું કરે છે તે તેઓ જાણતા નથી." આહા, આવો ક્ષમાવાદ તમે ક્યાં જોશો !

આપણે સારી પેઠે યાદ રાખીએ કે, ખ્રીસ્તી સમાજ માત્ર ઇસુનું નામધારી ટોળી નથી, પણ ઇસુના જેવા થવા તેની સાથે બંધાએલી તેની કન્યા કે તેનું શરીર છે. શરીર અને આત્માનો નિયમ એવો છે, કે જેનું શરીર હોય, તેનો આત્મા તેના શરીરમાં અમલ ચલાવે છે. એટલે હરેક વ્યક્તિનો આત્મા પોતાના શરીરનો માલિક છે, અને શરીરને પોતાની ઇચ્છા પ્રમાણે ચલાવે છે.

પ્રભુ ઇસુ જગતમાં પોતાનો આત્મા મૂકતો ગયો છે, પણ તેણે પોતાનું શરીર જગતમાં મૂક્યું નથી. એ સારૂ એના આત્માએ પોતાના શરીરને સારૂ મંડળીને પસંદ કરી છે; એટલે મંડળીમાં પોતાનો આત્મા વસાવ્યો છે. એથી એના આત્માનાજ ધોરણે ચાલવાને તેનું શરીર જે મંડળી, તે બંધાએલી છે. એથી ઇસુના જીવનના ધોરણ વગર બીજું એકે ધોરણ મંડળીને પોતાના વ્યવહાર માટે છેજ નહિ. હવે તેના જીવનનો મુખ્ય મુદ્દો ગમે તે ભોગે પ્રેમની સેવા છે. જેનો અર્થ બીજા શબ્દોમાં માંડળી છે. એ માંડળીનું જે વર્તન તેના જીવનના દહાડામાં તેના શરીરમાં હતું, તેજ વર્તન તેના નવા શરીરમાં એટલે મંડળીમાં ખ્રીસ્તીઓમાં જોઇએ. આ વાતમાં મનુષ્યસ્વભાવની ભારેમાં ભારે કસોટી છે, અને ત્યાંજ લોકો પાછા પડે છે. પણ સ્વર્ગપ્રવેશનું પગથીઉંજ એ છે, માટે એ વિષે શાસ્ત્રદ્વારે વધુ વિચાર કરીએ.

## ૨. માફી વિષે શાસ્ત્રશિક્ષણ.

### ૧. માફીનો અર્થ.

(૧) **દૂર કરવું.** ગી. શા. ૧૦૩ ; ૧૨.
(૨) **પીઠ પાછળ નાખી દેવું.** યશા. ૩૮ ; ૧૭.
(૩) **ભુંસી નાખવું,** ને સંભારવું નહિ. યશા. ૪૩ ; ૨૫.
(૪) **પગ તળે ખુંદી નાખવું, સમુદ્રના ઉંડાણમાં ફેંકી દેવું.** મીખા. ૭ ; ૧૯.
(૫) **અન્યાયી ગણવું નહિ.** પ્રે. કૃ. ૨ ; ૩૮. ગી. ૩૨ ; ૧. ૨ કોરીં. ૫ ; ૧૯. તીત. ૨ ; ૧૪.

મતલબ એ છે કે જાણે કે કાંઇ અન્યાય થયોજ નથી, એવું માનીને ભુલી જવું, ને તેના હિતમાં સર્વદા રસ લેવો. માફ કરેલું પાપ ફરી વાંચવામાં કે ઉઘાડવામાં આવેજ નહિ. તે સદાને માટે લોપ થયું છે. તે તેની વિરૂદ્ધ ઉભું થઇ શકેજ નહિ.

### ૨. માફીની જરૂર.

(૧) **સઘળાંએ પાપ કર્યું છે.** રૂમી. ૩ ; ૨૩ : ૫ ; ૧૨.
(૨) **પાપનું વેતન મરણ છે.** રૂમી. ૬ ; ૨૩.
(૩) **કોઇ પોતાની ખંડણી ભરી શકતો નથી.** રૂમી. ૩ ; ૨૩. ગી. ૪૯ ; ૭, ૮.
(૪) **કોઈ નિયમની કરણીથી ન્યાયી ઠરી શકતો નથી.** રૂમી. ૩ ; ૨૦. ગલ. ૫ ; ૩. રૂમી. ૭ ; ૧૪–૨૩.
(૫) **દેવ કોઇનો નાશ ચહાતો નથી.** ૧ તી. ૨ ; ૪–૬. ૧ પી. ૩ ; ૯. હઝ. ૧૮ ; ૨૩, ૩૨.

માણસને બચાવવા સારૂ દેવે દયા કરીને જો આ માર્ગ ઉઘાડયો ન હોત, તો કોઇ તારણ પામી શકત નહિ.

### ૩. માફી કોણ આપી શકે ?

(૧) **એ અધિકાર દેવનો છે.** માર્ક ૨ ; ૭. યશા. ૧ ; ૧૮. એફે. ૪ ; ૩૨.

(૨) **પ્રભુ ઇસુએ માફ કર્યું.** માર્ક ૨; ૫, ૯. લુ. ૭; ૪૭.
(૩) **પ્રભુ ઇસુએ એ અધિકાર મંડળીને આપ્યો.**
માત્થી ૧૮; ૧૮.
(૪) **તમે પોતાના ઋણીઓને માફ કરો.** માત્થી ૧૮; ૩૨, ૩૩: ૬; ૧૨–૧૫.

માફીનો અધિકાર દેવથી ઉતરીને વ્યક્તિ માત્રને મળે છે. સર્વ પોતપોતાના ઋણીઓને માફ કરવા અધિકારી છે.

### ૪. માફી માગનારને ઉત્તેજન.

(૧) **દેવ પાપીઓને નોતરૂં આપે છે.** યશા. ૧; ૧૮: ૪૩; ૨૪-૨૬: ૫૫; ૭. માત્થી ૧૧; ૨૮. પ્રે. કૃ. ૨; ૩૮: ૪; ૧૨.
(૨) **દેવે માફીની સગવડ કરી છે.** યશા. ૫૩; ૪-૧૨. યોહા. ૩; ૧૬. હેબ્રી. ૯; ૨૮: ૧૦: ૮-૧૨.
(૩) **દેવ હમેશાં માફ કરવા તૈયાર છે.** ગીત. ૮૬; ૫. ૧ યોહા. ૧; ૭.
(૪) **પાપ કબુલ કરનારને દેવ હમેશાં માફ કરે છે.**
૧ યોહા. ૧; ૯. ગીત. ૩૨; ૫: ૧૦૩; ૩.
(૫) **માફી માટે વચન આપ્યું છે.** લેવી. ૪; ૨૦. યશા. ૪૩; ૨૬. પ્રે. કૃ. ૫; ૩૧: ૮; ૨૨. લુક ૨૪; ૪૭.

યહોવાહની નજર આખી પૃથ્વીમાં દોડતી ફરે છે, એ માટે કે જેઓનાં અંતઃકરણ તેની તરફ સંપૂર્ણ છે, તેઓની તરફ તે બળવાન માલમ પડે. ૨ કાળ. ૧૬; ૯. યહોવાહ પાસે પાછા આવો, તો તે તમારા સર્વ અન્યાય નિવારી દેશે.

### ૫. માફીનું ધોરણ.

**(૧) શા માટે માફ કરવું?** કેવળ માફી પામ્યાથીજ સ્વર્ગમાં પેસી શકાય એમ છે. જેના અપરાધો માફ થયા નથી, તેઓ પોતાના અપરાધમાં મરશે; અને અપરાધોની માફીનો નિયમ પ્રભુ ઇસુ બતાવે છે

કે, જો તમે માણસોના અપરાધો તેઓને માફ નહિ કરો, તો તમારો આકાશમાંનો બાપ તમારા અપરાધ પણ માફ નહિ કરશે (માત્થી ૬ ; ૧૫). તમે છોડો તોજ તમે છોડાશો યો. ૩ ; ૧૭-૨૦ : ૮ ; ૨૪.

**(૨) કેટલું માફ કરવું?** ઘણી વાર નહિ જેવું માફ કરવાનું, કે જતું કરવાનું માણસને મન થાય છે ; પણ ભારે અપમાન કે મોટું નુકસાન જતું કરવા દેવા માણસ ખુશી નથી. કેટલાક એથી આગળ વધીને પોતાને સઘળું માફ થાય એવું ચાહે છે, પણ બીજાઓને તો સહેજ પણ માફ કરવા ખુશી નથી. એ દૂર કરવા એવાજ સવાલના જવાબમાં પ્રભુએ આ દૃષ્ટાંત આપ્યું હતું, કે એક જણને દશ હજાર તાલંત (લગભગ ૩૬ લાખ રૂપીઆ) નો દેવાદાર હતો. તેને પોતાનું દેવું વાળી આપવાનું મન હતું, પણ શક્તિ ન હતી, માટે શાહુકારે તેને બધું માફ કર્યું. પણ તેજ છુટેલાએ જઇને પોતાના એક સો દીનાર (લગભગ ૬૦ રૂપીઆ) ના દેવાદારને વાળી આપવાનું મન છતાં શક્તિ નહોતી, તેને માફ ન કરતાં બંદીખાને નાખ્યો. તેને તેના શાહુકારે બોલાવીને કહ્યું કે, અરે દુર્બુદ્ધ, **જેવી** દયા તારા પર મેં કરી, **તેવીજ** દયા તારે તારા પાડોશી પર કરવી જોઇતી નહોતી શું ? અહીંયાં કાંઇ હદ છે શું ? (માત્થી ૧૮ ; ૩૩).

**(૩) કેટલી વાર માફ કરવું?** પીતરે પૂછ્યું, પ્રભુ, શું હું સાત વાર માફ કરૂં ? માણસને ત્રણ વખત જવા દેવાય, પણ બહુ ખમીએ તો સાત વાર. પછી કેટલીક વખત જતો કરવો ? પ્રભુ કહે છે કે, સાત વાર તો શું, પણ સિત્તેરગણી સાત વાર સુધી માફ કર. અરે, જો એક દિવસમાં સાત વાર તારો અપરાધ કરે, અને ફરીને આવીને તને કહે કે હું પસ્તાઉં છું, તો તેને દિવસમાં સાત વાર માફ કર (લુક ૧૭ ; ૪). મતલબ કે જેટલી વાર તારો અપરાધ કરે, ને માફી માગે, તેટલી વાર માફ કર, કારણ કે તારે તો માફી આપીને માફી લેવાની છે.

**(૪) કેવાને કે કોને માફ કરવું?** માણસ બહુજ ખરાબ છે, રાતદહાડો પોતાની નીચ યુક્તિઓમાંજ મચ્યો રહે છે, બીજાને પજવવામાં બાકી રાખતો નથી, તેવાને માફ કરાય શું ? છેલ્લી ઘડી સુધી સતાવ્યાજ કરે, તેને શા આધારે, ને શું જોઇને માફી આપવી ? આવા અઘરા

સવાલનો ખુલાસો પ્રભુએ, યહુદા ઇસકારીઓત જે પરસ્વાધીન કરનાર હતો તેની સાથેની વર્તણુકમાં અનુભવથી સમજાવીને, સહેલો કરી આપ્યો છે. તેનાં સઘળાં કારસ્તાન જાણ્યા છતાં તેને છેલ્લી પળ સુધી નિભાવ્યો, ને નિમકહરામીની સંપૂર્ણતા થઇ ગઇ હતી, છતાંએ તેને પ્રેમભાવથી મિત્ર કહ્યો ને માફીનેજ ધોરણે તેને સાથમાં રાખ્યો. જેમ કોઇ ક્રુર વિનાશકને શિક્ષા કરે તેમ દયાના અને માફીના અવતાર પ્રભુ ઇસુને ચંડાળો હાથેપગે ખીલા ઠોકતા હતા, ત્યારે સઘળા સતાવનારા ને અજ્ઞાન યહુદાના જેવાને માટે તેણે પ્રાર્થના કરી કે, હે બાપ, તેઓને માફ કર, કેમકે તેઓ જે કરે છે તે તેઓ જાણતા નથી ( લુક ૨૩ ; ૩૪ ). વાંચો ૧ શમૂ. ૨૪ ; ૧૩, અને અધ્યાય ૨૪ ને ૨૬.

**(૫) ક્યારે માફ કરવું?** ગુનેહગાર માફી માગે તો ? ના. ઉપલાંજ દ્રષ્ટાંતોમાં ખુલ્લું બતાવ્યું છે કે તેઓ માફી માગે કે ન માગે, તેઓ તેની અગત્ય સમજે કે ન સમજે, તોયે ખ્રીસ્તી ભાવ એવો હોવો જોઇએ, કે ગુનો કરનારને તરતજ માફ કરી દેવું. એ પછી તેને જીતવાનો પ્રયત્ન કરવો. તારો અપરાધ કર્યો હોય, તો જા, તે વિષે તેને કહે ને મેળવી લે, તેને સારૂ પ્રાર્થના કર, તેની ગરજો પુરી પાડ, વગેરે વગેરે ( માત્થી ૫ ; ૪૪-૪૮ ).

**(૬) કેવી રીતે માફ કરવું?** જે માપથી તમે માપી આપો છો, તેજ માપથી તમને પણ માપી આપવામાં આવશે ( લુક ૬ ; ૩૮ ), જેમ અમે અમારા ઋણીઓને માફ કર્યાં છે, તેમ તું અમારાં ઋણો અમને માફ કર ( માત્થી ૬ ; ૧૨ ), ત્યાં રીત છે. પૂરા ખુલ્લા દિલથી આપણને માફ કરવામાં આવે, જે કદી પાછું પરાવર્તન પામે નહિ, તેવાજ દિલથી ને તેજ રીતે બીજાને પણ માફ કરવાનું છે. નહિ તો પછી માપે માપ પાછું વળશે, માટે પુરા દિલથી સર્વસ્વ માફ કરવું જોઇએ.

**(૭) માફીનું ખરૂ ધોરણ**—જેમ તમે ચાહો છો કે માણસો તમારા પ્રત્યે વર્તે, તેમજ તમે પણ તેઓ પ્રત્યે વર્તો ( લુક ૬ ; ૩૧ ). જેવું ચાહો છો, તેવું આપો, તોજ ચાહો છો તેવું પામશો.

આપણે જોઇએ છીએ કે માફીના સિદ્ધાંતનું પાલન એ દેવના દીકરા થવાની શરત છે. જે આ શરત ચૂકે, તે દેવનો દીકરો થવાથી પણ અટકે, દેવ તરફથી જેવો ભાવ પોતાને માટે ઇચ્છે, તેવોજ ભાવ તેણે બીજા તરફ બતાવવો જોઇએ ( માત્થી ૧૮ ; ૨૧-૩૫ ).

આ સર્વ ઉપરથી તમે જોઇ શકશો કે, **માફી** એ ખ્રીસ્તી મંડળીમાં જીવનના સિદ્ધાંતનો પાયો છે. એ વિષે બેદરકાર રહીને કોઈ પોતાનું **અર્પણ** ન લાવે એવી ચેતવણી પ્રભુ ઇસુ પોતે આપે છે. માત્થી ૫ ; ૨૧-૨૪.

## ૬. માફીનાં કેટલાંક ઉદાહરણો.

(૧) **પીતર.** તેણે કહ્યું કે, પ્રભુ, હું કેટલી વાર માફ કરૂં ? છતાંએ ગેથસેમાને વાડીમાં તો તરવાર લઇને લડવા ઉઠયો, પણ જ્યારે માફીનું રહસ્ય સમજ્યો, ત્યારે માર ખાઇને હરખાતો હરખાતો ઘેર આવ્યો.

(૨) **યાકૂબ યોહાન.** ઇસુને લીધે સમરૂનીઓ ઉપર અગ્નિ વરસાવવા તૈયાર હતા. તે યાકૂબ ઇસુને લીધે માર્યો ગયો. અને યોહાન પોતાના જીવનની છેલ્લી ઘડી સુધી પ્રેમ કે માફી સિવાય બીજું બોલ્યો નથી. દ્વેષ કરનારને તે મનુષ્યઘાતક ગણે છે, ને તેને અંધકારનો સંગતિ કહે છે. "છોકરાંઓ, એક બીજાપર પ્રેમ કરો, ને તે ચાલ્યો તેમ ચાલો." એજ તેની વર્તણુક ને એજ તેનો બોધ. પ્રભુ ઇસુના જીવનને તેણે એટલે સુધી પોતાનું જીવન બનાવ્યું, કે તે વહાલો શિષ્ય થયો ને રહ્યો.

(૩) **"યાકૂબ ન્યાયી."** પત્થરે મરાતો હતો, ત્યારે લોકના હકમાં દુવા માગવા ઘુંટણે પડયો. એ જોઇને કેટલાકે કહ્યું કે બસ છે, માર-વાનું બંધ કરો, કેમકે તે આટલું થવાં છતાંએ આપણે સારૂ પ્રાર્થના કરે છે કે, "પ્રભુ, તેમને માફ કર, કેમકે તેમને પોતાના આ કામની ખબર નથી"!

(૪) એવોજ બનાવ **સ્તેફનનો.** પત્થરે મરતાં તેણે પણ લોકોને સારૂ મધ્યસ્થી કરી કે, "પ્રભુ, આ દોષ તેઓને લેખે ન ગણ." આહા! માફીનો સ્વભાવ શું ઉપજાવે છે! તેમનું ભલું કરવા જતાં માર ખાવો, અને મારે તો પાછા તેમને એ દોષ ન લાગે તે માટે મધ્યસ્થી પણ કરવી! માફી એ પ્રેમનું કેવું ઉંડું રહસ્ય છે!

(૫) આવાજ દાખલા વાંચો, યુસફ વિષે, ઉત્પ. ૫૦; ૨૦, ૨૧. દાઉદ વિષે, ૧ શમૂ. ૨૪: ૨૬. ૨ શમૂ. ૧૮; ૫: ૧૯; ૨૩. સુલેમાન વિષે, ૧ રાજા. ૧; ૫૩. વગેરે.

"તમે દેવની મંડળીને ઠોકર ખવડાવનાર થાઓ નહિ" (૧ કોરીં. ૧૦; ૩૨) "પણ સાવધાન રહો, એ માટે કે દેવની મંડળી જે તેણે પોતાનાજ લોહીથી ખરીદી તેનું તમે પાલન કરો" (પ્રે. કૃ. ૨૦; ૨૮).

## ૭. મંડળી અને મારી.

### (૧) અંગત અપરાધો માફ કરવાનો નિયમ.

માત્થી ૧૮; ૧૫–૨૦. ખાનગી પ્રયત્નથી શરૂ કરવું, ને જરૂર પડે મંડળી સુધી જવું.

### (૨) દુષ્ટતા માફ કરવાનો નિયમ.

૧) અપરાધીને મંડળી બહાર મૂકવો. ૧ કોરીં. ૫; ૧–૫, ૯-૧૩.

૨) અપરાધીએ પાપ કબુલ કરવાં. ૧ યો. ૧; ૯. યાકૂ. ૫; ૧૬. પાપ કબુલ કરવાં એટલે પોતાનો ન્યાય કરવો. ૧ કોરીં. ૧૧; ૩૧. પાપથી ખેદિત થઇ તે છોડી દેવાં વગેરે. વિશેષ સમજવા સારૂ વાંચો—માત્થી ૩; ૬–૮. યોએ. ૨; ૧૨, ૧૩.

ઉઘાડી રીતે પાપ કબુલ કરવા વિષે વાંચો—લેવીય ૫; ૫: ૧૬; ૨૧: ૨૬; ૪૦. ગણ. ૫; ૭. યહો. ૭; ૧૯, ૨૦. એઝ. ૧૦; ૧, ૨ વગેરે.

૩) અપરાધીને માફ કરવું, ૨ કોરીં. ૨; ૭, ૮.

પ્રભુએ કહ્યું કે પૃથ્વી પર તમે જે કાંઇ બાંધશો, તે આકાશમાં બંધાશે, ને જે કંઇ તમે છોડશો, તે આકાશમાં છોડાશે. અને યહોવાહે મુસાને કહ્યું કે, ઇસ્રાએલપુત્રોની આખી જમાતને કહે કે, **તમે પવિત્ર થાઓ, કેમકે હું યહોવાહ તમારો દેવ પવિત્ર છું.** લેવીય ૧૯; ૨.